# જોડશાસ્ત્ર

યાને

# વિહાર વાટિકા.

પ્રથમ ભાગ.

છપાવી પ્રકટ કર્તા

દયાલજી દેવજી ઠક્કર.

# કોકશાસ્ત્ર

યાને

# વિહાર વાટિકા.

( પ્રથમ ભાગ. )

છપાવી પ્રકટ કર્તા

દયાલજી દેવજી ઠક્કર.

પ્રથમ આવૃતિ.

હર્ષ શું ઝિન્દગીમાં ને હર્ષ શું હોત મૃત્યુમાં,
પ્રેમના રંગથી જો ના રંગાયું વિશ્વ હોત આ !
(કલાપી.)

મુંબાઈ.

ઈ૦ સ૦ ૧૯૧૭.　　　　વિક્રમાર્ક ૧૯૭૩.

કિંમત રૂ. ૧—૦—૦.

આ પુસ્તકના પાના ૧ થી ૬૪ ગીરગામ બેક રોડ ઉપર વિઠ્ઠલ પ્રેસમાં મિ. પી. વીઠલરાયે છાપ્યાં અને બાકીના તમામ મુંબઇ નં. ૯૩ ચીંચપોકલી પરેલ રોડ પર લેડી નોર્થકોટ હિંદુ ઓર્ફનેજ કે. એન. સેતર પ્રેસમાં **ઘોંડીબા નારાયણ વનારસેએ** છાપ્યાં છે અને **દયાલજી દેવજી ઠક્કરે** કાલબાદેવી રોડ મુંબઈ નં. ૨માંથી પ્રકટ કર્યાં છે.

# પ્રસ્તાવના.

પ્રસ્તુત ગ્રંથની શરૂઆત કરતાં પહેલાં તે લખવાનું કારણ જણાવતાં અત્રે મારે કહેવું પડે છે કે, છેલ્લાં પચીસ વર્ષમાં આપણી સામાજીક પરિસ્થિતિમાં મહાન્ પરિવર્તન થયું છે, આપણાં પ્રાચીન શાસ્ત્રો અને સિદ્ધાંતોને વિસારી મૂકવામાં આવ્યાં છે, અને આપણાં જીવન રસહીન, જડ અને શિથિલ બની ગયાં છે, તે સર્વનું સ્પષ્ટિકરણ કરતાં જણાય છે કે, આ જીવને અનાદિકાળથીજ વિષય સંજ્ઞા લાગેલી છે; વનસ્પત્યાદિકમાં પણ તે વિષયવાંછના છાની રહી શકતી નથી; પરંતુ મનુષ્યમાં તે વધારે પ્રમાણમાં સ્ફુરી રહેલી જોવામાં આવે છે. આવી દુર્લંઘ્ય વિષયસંજ્ઞાને વશ થવાથી કેટલાક અજ્ઞાન મનુષ્યો તે અભિલાષા પૂર્ણ કરવા માટે નીતિનો વિચાર ન કરતાં વિલાસમાં પડી પોતાના શરીરનો તેમજ કિર્તી તથા લક્ષ્મીનો નાશ કરે છે, તેમને માટે, તેઓ પરિણામે આ અસાર અને દુઃખમય લાગતા સંસારમાં રહી વિષયવૃત્તિને કબજે રાખી કેવી રીતે સુખી થઇ શકે, વિગેરે આ અને બીજી કેટલીક હકીકતોનું ખરૂં ચિત્ર બતાવી આપવું એજ આ પુસ્તકનો હેતુ માત્ર છે, અને તે હેતુ કેટલે દરજ્જે પાર પડ્યો છે તેનો નિર્ણય કરવાનું સુજ્ઞ વિદ્વાનોને સોંપું છું.

આ પુસ્તકની અંદરના ભાવ સ્ફુટ રીતે સમજાય અને રચના કલિષ્ટ ન લાગે તેને માટે મેં બનતો પ્રયત્ન કર્યો છે, થોડામાં સમાયલો ભાવ વાંચનારને કંઇક વધારે સ્પષ્ટાથી સમજાય

એવા હેતુથી, કેટલાક સંસ્કૃત શ્લોકોના અર્થ આપેલા છે, અને તેની કંઇક અગત્ય પણ છે એમ મારૂં માનવું છે. પુસ્તકમાં ઘણે સ્થળે રસના, અર્થના અથવા વાણીના દોષો પણ આવી ગયા હશે, જેને માટે હું ક્ષમા યાચું છું.

અંતમાં માત્ર એકજ બાબતનો ખુલાસો કરવાનો છે, તે એ છે કે, આ પુસ્તક મેં આશરે એક વર્ષ ઉપર રચ્યું હતું, પણ કેટલાંક કારણને લીધે તેને જલદીથી છપાવવાનુ બની શકયું નહિ, પરંતુ કેટલાક સ્નેહીઓના, આ પુસ્તકને જેમ બને તેમ જલદીથી બહાર પાડવાના આગ્રહને વશ થઇ અંતે આ ગ્રંથને બે ભાગમાં વ્હેંચી નાખવાનું મેં યોગ્ય ધાર્યું, અને તદાનુસાર આ પ્રથમ ભાગ જનસમાજ સમક્ષ રજુ કરતાં મને આજે અત્યાનંદ પ્રાપ્ત થાય છે.

આ પુસ્તક પ્રકટ કરવામાં પરમ કૃપાળુ પરમાત્માએ મ્હને જે સાનુકુળતાઓ પ્રાપ્ત કરાવી છે, તથા તેને રચવામાં મ્હેં કેટલાંક પુસ્તકોની જુજ મદદ લીધી છે તેને માટે તે ગ્રંથકર્તાઓનો હું અત્રે ઉપકાર માનું છું.

આવી જાતનું પુસ્તક મ્હારા ધારવા પ્રમાણે ગુજરાતીમાં આ પ્રથમજ છે વળી—હું કાંઇ સમર્થ લેખક નથી, અને હું લેખકનો દાવો પણ ધરાવતો નથી; આ મ્હારી પ્રથમ જ કુતી છે—માટે તેમાં ખામીઓ તો હશેજ તેને માટે સુજ્ઞ વાચકવૃન્દ તરફથી માફી મળવાની આશા રાખું છું, અને જો જનસમાજને આ પુસ્તક યત્કિંચિત્ પણ રૂચિકર થઇ પડશે તો તે લખવાનો મારો હેતુ હું ઘણે દરજજે સફળ થયો સમજીશ.

જન્માષ્ટમી, સં. ૧૯૭૩. }
કાલબાદેવી, મુંબઈ. }

પ્રકટ કર્તા.

# અનુક્રમણિકા.

# કોકશાસ્ત્ર યાને વિહાર વાટિકા.



॥ ॐ ॥

स्वर्गस्थितेः सकल देववरैर्विमानैः ।
गंगाजलैरभिनवैः सुरपुष्प पुंजैः ॥
गंधोत्कटैर्निगम मंत्र समर्चितंयत् ।
श्री उमापति चरणं शरणं व्रजामि ॥ १ ॥

(ભાવાર્થ—સ્વર્ગમાં રહેલા સઘળા ઉત્તમ દેવો જેના ચરણ કમળને નિરભિમાનપણે ગંગાજળથી અને નવાં શ્રેષ્ઠ સુગંધીદાર પુષ્પના સમૂહવડે તથા વેદના મંત્રોવડે પૂજન અર્ચન કરે છે એવા શ્રી ઉમાપતિ મહાદેવના ચરણને હું શરણે જાઉંછું.)

---

પ્રકરણ ૧ લું.

## ભારતવર્ષની પ્રાચીન તથા અર્વાચીન સ્થિતિ.

આર્યશાસ્ત્રોનું વિહંગાવલોકન કરતાં જણાયછે કે ભારતવર્ષ એક સમયે મૃત્યુલોકમાં નંદન વન સમાન હતો. વિદ્યા

કળા, કૌશલ્ય, ધન, ધાન્ય, સમૃદ્ધિ અને નીતિરીતીમાં આર્યાવૃત વિશ્વમાં સર્વોપરિ હોવાનો દાવો ધરાવતો હતો. રામ, કૃષ્ણ, ભીષ્મ, અર્જુન, હરિશ્ચંદ્ર તથા વિક્રમ સમાન મહાન્ પ્રતાપી નરેશોના ઉદાત્ત ચારિત્ર્યો બ્રહદારણ્યકોપનિષદમાં સુપ્રસિદ્ધ છે. સીતા, દ્રૌપદી, તારા, દમયંતી, અરૂન્ધતી, સાવિત્રી તથા અનુસુયા વિગેરે સતીઓ ભારતવર્ષમાંજ જીવન વ્યતીત કરી ગયેલ છે. વળી વિશ્વામિત્ર, વાલ્મિક, વ્યાસ, પાણિની, ભવભુતી કાલીદાસ, બાણુ અને ભારવિ આદિ મહાન્ ઋષીમુનીઓ તથા કવિઓ પણ આર્યાવૃતની ભુમીને દિપાવી ગયા છે, કે જેઓના પ્રભાવથી પૂર્વભૂત ભારતવાસીઓ વિશ્વવંદનીય થયા હતા! સ્વર્ગના દેવતાઓપણુ કહે છે કે:—"અમારાં સત્કર્મો કંઇ અવશેષ રહ્યાં હોય તો અમારો ભારતવર્ષમાં સ્મૃતિમાનૂ જન્મ થાઓ! કે જે ભારતવર્ષમાંજ અનેક મનુષ્યો પરોપકાર અને પરમાર્થની સિદ્ધિ અલ્પાયુષમાંજ મેળવે છે!

એડમંડબર્ક આદિ પાશ્ચાત્ય શ્રેષ્ઠ વકતાઓએ પાર્લામેન્ટમાં મુકતકંઠે ભારતવર્ષની પ્રશંસા કરતાં કહ્યું છે કે, "આપણે અંગ્રેજો જ્યારે રાજ્યનીતિનું નામ પણુ જાણુતા નહુતા ત્યારે સમગ્ર પૃથ્વિમાં ભારતવર્ષની પ્રજા રાજ્યનીતિ અને રાજ્ય પ્રભવમાં સર્વોપરી હતી."

ભારત વર્ષના મહિમા અને તેના પ્રાચીન ગૌરવ માટે

તથા વર્તમાન સત્શાસ્ત્રની લોકવ્યવસ્થાની સંસ્થાઓના મૂળ હેતુઓ માટે ઘણુંજ માન આ લેખકના અંતઃકરણમાં છે! તો પણ ભારતવર્ષવાસીઓની હાલની અવનતિના કારણોની સમાલોચના કરવામાં જો જરીકપણ શિથિલતા વાપરવામાં આવે તો તે મહા પાતક છે.

ભારતવર્ષનો મહિમા અધ્યાત્મવિદ્યાની પુરેપુરી ખીલવણી માટેજ આખી દુનિયામાં જાણીતો છે, પણ તે અધ્યાત્મવિદ્યાની પુરેપુરી ખીલવણી થયા પછી અને તે વિદ્યાથી પ્રાપ્ત થએલા અધ્યાત્મ બળની સમગ્ર સંપત્તિ આખા દેશમાં વ્યાપી ગયા પછી, જે પ્રમાદનો પ્રવેશ શાંતિના આકારમાં થવા માંડયો, તેની સામે ભારતવર્ષવાસીઓ જોઇએ તેટલા સાવધ રહી શકયા નહિ. આવો પતનનો આરંભ તે મનુષ્ય જાતિને વારસામાં ઉતરી આવેલા સ્વભાવને અનુસરીનેજ હતો. સર્વજ્ઞ મહર્ષિઓએ આવા પતનની સામે પાણી પહેલાં પાળ બાંધવાની કાંઈ બાકી રાખી નહોતી. પણ શ્રમવિમુખ પ્રજા અનાયાસ ફળને ઇચ્છનાર હોવાથી દેશમાં ફેલાઇ રહેલી અધ્યાત્મ સંપત્તિને તેઓ ખાઇ જવા લાગ્યા. તે અધ્યાત્મ સંપત્તિ અખુટ છે, તે છતાં પણ તેને પ્રાપ્ત કરવામાં પ્રયાસ કરવાનો છે, તેનો ત્યાગ કરી અનાયાસે અથવા વિના પ્રયાસેજ બધું સિદ્ધ કરવાની લાલસામાં સંકલ્પવિદ્યાનો અયોગ્ય આશ્રય આ દેશના લોકોએ લેવા માંડયો. પરિણામ એ આવ્યું કે જયાં લગી

આ દેશમાં કર્મ અને ઉપાસનાના અખાડામાં કસાયલા, સાચા અધ્યાત્મવિદ્યા કુશલ યોગીયો થતા ગયા ત્યાં લગી તો દેશની સ્થિતી કાંઇક ઠીક રહી, પણ તકલીફી જ્ઞાનનિષ્ટા પ્રત્યે અજ્ઞાત માણસોની રૂચી વધતી જતી હોવાથી કર્મ અને ઉપાસનાના અખાડા સુના પડયા. અંતે "विवेकभ्रष्टानां भवति विनिपातः शतमुखः" એ પ્રમાણે તેઓનું ઠેઠ અધઃપતન થયું, અને વર્તમાન કાળની શોચનીય અવસ્થા તથા પરાધીનપણું ભારતવર્ષના ભાગ્યમાં લખાયલું રહ્યું.

ભારતવર્ષનું પ્રાચીન ગૌરવ પુનઃ પ્રાપ્ત કરવાના ઉપાયો સત્સંસ્કારી મનુષ્યોએ બુદ્ધિસન્મુખજ લાવી મુકયા છે તે આચારમાં મુકવા તે આપણું કર્તવ્ય છે. પરંતુ અત્રે કહેવાની જરૂર છે કેઃ,—"ભારતવર્ષીય યુવકો જયાં સુધી શારીરીક બાબતમાં પરીપૂર્ણ ધ્યાન આપશે નહિ ત્યાંસુધી આર્યાવૃતની ઉન્નતિની આશા રાખવી એ આશા "આકાશ કુસુમવત્ છે."

આ "કોકશાસ્ત્ર" યાને "વિહારવાટિકા" એજ ઉદ્દેશપર રચવામાં આવ્યું છે. આ વિષય મહાન્ ગહન છે. અને તેનુ મનન કરી તે પ્રમાણે જીવન ગાળનાર નર યા નારી આ લોકમાં સુખી થઇ તેની ભવિષ્યની પ્રજાને તંદુરસ્તીનો અમુલ્ય વારસો બક્ષી જાય છે. માટે અમો ભારતવર્ષવાસીઓને આ પુસ્તક અથેતિ વાંચી તે પ્રમાણે વર્તન કરવાની વિનંતી કરી આપણી વાર્તાને આગળ રજુ કરીશું તો તે અસ્થાને નહી ગણાય!

## પ્રકરણ ૨ જું.

# "ભૈરવસેન."

ગ્રીષ્મ ઋતુની એક સુંદર સ્હવારે બ્રહ્મપુત્રા નદીના તટપર આવેલા ભૈરવદુર્ગ નગરનો દેખાવ મનુષ્યના હૃદયને મોહ પમાડે તેવો હતો. શહેરની રચના ઈંદ્રપુરીને પણ લજાવે તેવી હતી. શહેરના મધ્ય ભાગમાં વિશાળ રાજગઢ આવેલો હતો, અને તેના પશ્ચિમ ભાગમાં સુશોભિત રાજમંદિર હતું, જેમાં નકશી કામથી અલંકૃત અનેક સુંદર ઓરડાઓ હતા. રાજમંદિરની સામે વિવિધ પુષ્પલતાઓથી સુવાસ પ્રસરાવતો એક સુંદર "પુષ્પોદ્યાન" આવેલો હતો. જેમાં ઉષ્ણકાળની ગરમીને હરી લેનારા અનેક ફુવારાઓ મોતીશેરો જેવી ધવલ જલધારાઓ વિસ્તારી આલ્હાદ આપતા. રાજમંદિર પાસે પ્રધાનમંદિર, ન્યાયમંદિર અને લક્ષ્મી મંદિર હતાં. સામેના ભાગમાં ગજશાળા અને હયશાળાઓ હતી, તેમાં હાથીઓ ઝુલતા, ને અશ્વો હણહણતા. આ તમામ ને ફરતો ઉંચો રાજગઢ હતો, જેમાં પ્રવેશ કરવાનો એક મોટો દરવાજો હતો; એ દરવાજામાં રાત્રિ દિવસ સંત્રીઓ હથીયાર ઝાલી પહેરો ભર્યા કરતા.

રાજગઢની ચારે બાજુ સરિયામ રાજમાર્ગ હતો, ને તે પછી ચો તરફ જુદી જુદી પોળો અને ચોટાં હતાં. શહેરની

આસપાસ વનસ્પતિનાં લીલાં કુંજાર જેવાં વનોનાં વનો આવી રહેલાં હોવાથી તે શેહર પોપટના ટોળામાં જાણે કોઇ રાજહંસ બેઠો હોય તેવો ભાસ કરાવતો.

આપણી વાર્તાના સમયમાં આ નગરીમાં ભૈરવસેન નામનો રાજા રાજ્ય કરતો હતો. તે સર્વ શાસ્ત્રમાં પ્રવીણ તથા કોકશાસ્ત્રમાં અજીત હતો, તેની માનસીક પ્રકૃતિ જેવી તેજસ્વી ને ક્ષાત્રશૌર્ય ભરેલી હતી, તેવીજ તેની શારીરિક સંપત્તિ પણ સૌંદર્યપૂર્ણ હતી એનો શરીરનો બાંધો કદાવર અને ઉંચો હતો, એનો વર્ણ શુદ્ધ કાંચન સમાન હતો, મુખકમલ અત્યંત મનોહર હતું, છતાં રાજપ્રતાપથી જોનારને તેજમાં આંજી આધીન બનાવે તેવું હતું. લલાટ ભવ્ય અને વિશાળ હતું. લોચનો શ્યામ છતાં તેમાં લાલ રેખાઓ તેની વિરતાની પ્રતીતિ કરાવતાં. તેની ભુજાઓ ગોઠણે અડે તેટલી લાંબી હતી.

તેને એકસો વજીર હતા, જેમાં આઠ મુખ્ય ગણાતા હતા. તેમના નામો અનુક્રમે—પ્રિયકર, વિશ્વકર, કામસેન, વિજયસેન, યક્ષદેવ, કોકદેવ, કામસમુહ અને રત્નાકર હતાં, જેમાં કોકદેવ મુખ્ય અને વિશેષ માન પ્રિય હતો.

રાજાને સાતસો રાણીઓ હતી જેમાં સાતને પટરાણીપદથી વિભુશીત કરવામાં આવી હતી. જેઓ પણ સૌંદર્યનો ભંડાર તથા શૃંગારરસમાં નિપુણ હતી. પ્રધાન ઉપર સઘળો

રાજ્યભાર છોડીને યોવનસુખ અનુભવવામાં ભૈરવસેન રાજા પોતાનો ઘણો વખત ગુમાવતો.

એક દિવસ કમળને પ્રફુલ્લ કરનાર ભગવાન્ સૂર્યદેવતા ઉદય પામ્યા પછી રાજા ભૈરવસેન દરબાર ભરી બેઠો હતો. દરબારીઓ, કારભારીઓ, ભાયાતો, માંડળીક રાજાઓ અને સર્વ શાસ્ત્રમાં નિપુણ ગણાતા મહાન્ પુરૂષો તથા કવિઓ સભાના સ્થાનને શોભાવી રહ્યા હતા. ભાટ ચારણ વિગેરે બંદિજનો રાજાના મુક્તકંઠે યશોગાન ગાઇ રહ્યા હતા. એવામાં એકાએક રાજા ભૈરવસેનને પૂર્વસ્મરણ થવાથી તેણે પોતાના માનીતા અને મુખ્ય પ્રધાન કોકદેવ તરફ કંઇ કહેવાની ઇચ્છાથી પોતાની દૃષ્ટી ફેરવી, જે જોતાંજ કોકદેવે પોતાના સ્થાન ઉપરથી ઉભા થઇ રાજાને નમન કર્યું, અને બોલ્યો કે, હે ભુપાળ ! આપની આ સેવક પ્રત્યે શી આજ્ઞા છે ? રાજા તેને સંબોધી બોલ્યો કે, "પ્રીય સચિવ, તમો સ્ત્રી જાતીના ગુણદોષ તથા તેમના જાતિભેદની પરીક્ષામાં પ્રવીણ છો, વળી તમો કોકશાસ્ત્રનું સંપૂર્ણ જ્ઞાન ધરાવો છો, માટે તમો પાંચ લક્ષ સુવર્ણ મોહરો લઇ દેશાટન કરવા જાઓ, અને ત્યાંથી એક સર્વગુણ સંપન્ન, કામશાસ્ત્રમાં પ્રવીણ, શોડષીવર્ષા રમણી રત્નને શોધી લાવો, વળી તે રમણી સર્વાંગ કુમારીકા હોવી જોઇએ, આ કાર્યને માટે તમો આજેજ પ્રયાણની તૈયારી કરો, અને આજ્ઞાનુસાર કાર્ય બજાવી તુરત પાછા આવો."

આવી રીતે વાત ચાલતી હતી, તેવામાં મધ્યાહ્નકાળનો શંખનાદ થયો અને સૂર્ય આકાશના મધ્ય ભાગમાં આવી પહોંચ્યો. શંખનાદ સાંભળીને, ભોજન કરવાનો સમય થયો એમ જાણી સર્વ રાજમંડળને વિસર્જન કરીને રાજા ભૈરવસેન સભાસ્થાનમાંથી ઉઠયો.

---

## પ્રકરણ ૩ જું.

# "નવીન રંગમાં"

ગત પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે મુસાફરીમાં ઉપયોગી સર્વ વસ્તુની તૈયારી કરી બીજે દિવસે સ્હવારમાં શુભ મુહુર્ત જોઇ આપણી વાર્તાના નાયક કોકદેવે પ્રયાણ કર્યું.

ત્રીશેક વર્ષનો ખુબસુરત અને યુવાન કોકદેવ પોતાના પાણીદાર અશ્વ ઉપર સ્વાર થઇને શહેરના દરવાજામાંથી બહાર નીકળયો ત્યારે હજુ સૂર્યોદય થયો ન હોતો, તો પણ અરૂણના પ્રકાશથી દિશાઓ પ્રકાશમાન હતી. તેની સાથે કોઈપણ સેવક નહોતો તેથી અજાણ્યા મનુષ્યને તેને ઓળખવાનું સાધન ન હોતું, તથાપિ તેની ભવ્ય આકૃતી અને તેના પાણીદાર અશ્વ ઉપરથી તે કોઇ રાજપુરૂષ હોય એમ સ્પષ્ટ સમજાતું હતું.

મુસાફરી કરતાં કરતાં તેને છ માસ વીતી ગયા, અને તે ઉત્તર, પશ્ચિમ તથા દક્ષિણ દિશામાં સર્વ પ્રદેશ શોધી વળ્યો તથાપિ એકપણ મનમોહક સર્વાંગ સુંદરી તેના જોવામાં આવી નહીં. અંતે તેણે વિચાર કર્યો કે જ્યાંસુધી રાજાની આજ્ઞા પરીપૂર્ણ થાય નહિ ત્યાંસુધી ભૈરવદુર્ગમાં પાછા જવું મને ઉચિત નથી. આ પ્રમાણે તર્કવિતર્ક કરતો તે પુર્વ દિશામાં આગળ ચાલ્યો.

મજલ દર મજલ કાપતાં કાપતાં એક દિવસ જ્યારે પ્રીતિયુક્ત કમલિનીનો સમાગમ ન થવાથી સંતાપ પામીને ભગવાન્ સૂર્યનારાયણ અસ્ત થયા, અને પોતાની અધિક કાંતિથી શોભતો ચંદ્રમા, નક્ષત્રોના સમાગમનું સુખ ભોગવવા લાગ્યો, અને જ્યારે ચોખ્ખી રાત પડી, ત્યારે કોકદેવ સૌરાષ્ટ્ર દેશના એક વિખ્યાત શહેરના પાધરે આવી પહોંચ્યો. શહેરમાં આવી એક માલણને ત્યાં પોતાનો મુકામ કર્યો. બીજે દિવસે તે શહેર જોવા નીકળી પડયો, શહેરની રચના જોઇ તે ઘણોજ ખુશી થયો, અને થોડા દિવસ ત્યાંજ વિશ્રાંતિ લેવાનો નિશ્ચય કર્યો,

એક દિવસ સંધ્યાસમયે કોકદેવ શહેરના એક એકાંત ભાગમાં ચાલ્યો જતો હતો, એટલામાં તેણે પોતાની જીંદગીમાં કદીપણ નિહાળેલી નહી હોય એવી એક નવયૌવનાને

માર્ગમાંથી ઉતાવળે ચાલી જતી જોઇ. જેને જોઇ તે મુગ્ધજ થઇ ગયો. અને તે પોતે જાગે છે, કે સ્વપ્નમાં છે, તેનું પણ તેને વિસ્મરણ થઇ ગયું! તેને લાગ્યું કે, "આતે કોઇ મેઘ મંડળમાંથી અપ્સરા ઉતરી આવી છે કે સાગર મંથન કરી કાઢેલી સાક્ષાત્ રમાજ મને દર્શન દેવાને અહીં આવેલી છે?" એના ગૌર શરીરની કાંતિ, એનો સુંદર સ્યામ કેશકલાપ, સ્વચ્છ સરોવરમાં ખીલેલા કમળ જેવું એનું મનોહર વદન, એના લાંબા શ્યામ શવલ લોચનો, લોચનો ઉપર વક્વળેલી કામના ધનુષ્ય જેવી એની શ્યામ ભ્રકુટિ, પાકાં બિલ્વફલ સમો લાલાશ ભરેલો એનો અધરોષ્ટ, એનું મનોહર ચિબુક, એના માંસલ કરકમલો, શિરીષના કુસુમ જેવી એની અંગુલીઓ, કામદેવના વિજય દુદુંભી જેવા એના ઉન્નત્તપીન સ્તનયુગલો, એનો કેશરી સમાન કટિભાગ, એના લાવણ્ય ભરિત વિપુલ નિતમ્બો, અને કદલી સ્તંભ સમાન જંગાયુગલો એ તમામ સૂક્ષ્મ રીતે જોતાં આપણે મહાકવિ કાલિદાસના શબ્દોમાંજ કહેવું પડે કે,–अस्याः सर्ग विधौ प्रजापतिरभून्मासोनु पुष्पाकरः (વિક્રમો- વંશી ૧–૧૦) આ શ્લોકમાં કહ્યા પ્રમાણે આ રમણીને રચવાને કાંતો વસંતૠતુ, કાંતો ચંદ્રમા ને કાંતો કામદેવ પોતેજ પ્રજાપતી બન્યા હશે. વિરાગી બ્રહ્માની તો આ બનાવટજ ન હોય. આ પ્રમાણે તે વિચારમાંજ હતો, એટલામાં તો તે બાલા ત્યાંથી વિજળીના વેગે ચાલી ગઇ.

ઉપર વર્ણવેલી કન્યાને જોયા પછી કોકદેવ સદા ચિંતા-ગ્રસ્ત દેખાય છે. હવે તે નથી પહેલાંના જેવો હસ્તોકે નથી ઉલ્લાસમાં દેખાતો, તેમ નથી નિદ્રા લેતો. તેનું શરીર દહાડે દહાડે દુબળું થતું જાય છે. ઉદાસ મને તે એકાંતમાં બેસી કાંઇ ગણગણ્યા કરે છે અથવા તો શુન્યચિત્તે ઉંચે આકાશમાં નિહાળી રહે છે. પ્રેમની મુંઝવણ કેવી હોય છે, તે તમે કદી અનુભવ્યું હોય, તો નીચેના થોડા શબ્દોમાં પણ તમો બધું સમજી શકશો:—

" અરે રે ! યોગ થાશોમાં, થયો તો સ્નેહ જામો ના!
મૃદુથી પ્રેમી એપરવા યા બેદરકાર જડાશોમાં !
અજાયબ સ્નેહના રસ્તા ! અજાયબ ગાંઠ પ્રેમીની !
ખુમારીને ખુવારી છે, અજાયબ પ્રેમની મસ્તી ! "

(કલાપી)

કોકદેવને ઉદાસ રહેતો તથા દહાડે દહાડે દુબળો થતો જોઇને એક દિવસે માલણે તેને પુછ્યું કે;–" તમને શું દુઃખ છે!" આ સાંભળી કોકદેવે વાતને ઉડાવવાનો પ્રયત્ન કર્યો પણ આખરે બહુ આગ્રહ થવાથી તેણે માલણને સર્વ હકીકત નીવેદન કરી.

કોકદેવની આ વાત સાંભાળીને માલણના આશ્ચર્યનો પાર રહયો નહિ. પણ તે મહા ચતુર હોવાથી તેણે કોકદેવને ધીરજ આપી અને કહ્યું કે, " તમો ચિંતા ન કરો, " તમારૂં

આ કામ હું ત્રણ દિવસમાં નિર્વિઘ્ને પાર પાડીશ. પછી અનેક યુકિત પ્રયુકિત વાપરી માલણે પેલી બાલિકા કે જેનું નામ કૌમુદી હતું, તેના કોકદેવ સાથે ગાંધર્વલગ્ન કરાવી આપ્યા.

પ્રિય વાચક! કોકદેવને અત્યારે અહીંજ રતિસુખ ભોગવતો મુકી હવે તારી દૃષ્ટિ ભૈરવદુર્ગ તરફ દોડાવ!

---

## પ્રકરણ ૪ થું.

## "ભાગ્યાધિન."

ઉચ્ચકાળ વિકાળની પાંખ ઉદયને અસ્ત,
તેમાં આવી જાય છે નિશ્ચય વસ્તુ સમસ્ત.

(કુસુમાવલી)

પ્રાચીન કાળના તત્વજ્ઞાની ઋષિઓએ "સમય" ને સૃષ્ટિના કારણરૂપ પરમેશ્વર કહ્યો છે. દરરોજના સૂર્યના ઉદયાસ્ત સાથે દરેક વસ્તુ અને વ્યકિત અદૃશ્ય રીતે પોતાના વિનાશ તરફ ઘસડાતી જાય છે. "ફેરફાર" એ કાળનું પરિણામ છે. એક કાળે જેમની દુનિયામાં વાહવાહ કહેવાતી હતી તે મનુષ્યોનાં નામ સુધ્ધાં જણાતા નથી, અરે! એટલુંજ નહી, પણ

જેના વિષે લોકોમાં રસભરી અદ્દભુત વાર્તાઓ થાય છે, તે સ્થાનોનું નામનિશાન પણ શોધ્યું જડતું નથી. ત્યારે એ સર્વ ક્યાં ગયું ? એ સ્વાભાવિક પ્રશ્ન થાય છે. તેનો ઉત્તર એજ છે કે, "કાળના મુખમાં !" એજ મહાકાળ તે પરમેશ્વર, તેજ સૃષ્ટિની ઉત્પત્તિ સ્થિતી અને લયનું કારણ છે, તેને સર્વથા નમસ્કાર છે. वंदे महाकालं महासुरेशम् ।

ભૈરવસેન રાજાના રાજ્ય દરબારમાં કોકદેવનું અતિશય માન હતું, રાજાની તેના ઉપર સંપૂર્ણ પ્રીતિ હતી, અને તેથી દરબારીઓ તથા પ્રજા જનોપણ કોકદેવને અત્યંત માન આપતા હતા.

હવે ઘણા વર્ષ વીતી ગયા છતાં ભૈરવદુર્ગમાં કોકદેવના સમાચાર આવ્યા નહિ તે જાણી પીડા પામતા ભૈરવસેનની ચિંતાનો પાર રહ્યો નહી. કોકદેવને શું થયું હશે? અદ્યાપી પર્યંત શું તેને કોઇ કન્યા હાથ નહિ આવી હોય ! અથવા તો કોઇ મનોહારિણીએ તેને ફસાવ્યો તો નહિ હોય ? એવા એવા અનેક તર્ક વિતર્કમાં રાજા ડુબી ગયો હતો.

એક દિવસ ભોજન કરી રહ્યા પછી રાજા જ્યારે એક મનોહર મરકતમણિના આસન ઉપર બેઠાહતો ત્યારે એકાએક એક ભાટે આવી રાજાને ખબર આપ્યા કે, હે રાજન્ ! આપના

પ્રધાન કોકદેવને મેં સૌરાષ્ટ્ર દેશમાં નજરે નજર જોયા છે, અને હું ત્યાંથીજ આવું છું. કોકદેવે ત્યાં એક લાવણ્યમયી લલના સાથે લગ્ન કર્યાં છે, અને પોતાના દીવસો એશઆરામ માં વિતાડે છે. આ સાંભળતાં રાજાના ક્રોધનો પાર રહ્યો નહી, તેની આંખો ક્રોધથી લાલ ચોળ થઇ અને તેમાંથી અગ્નિ વરસવા લાગ્યો, અને તેણે તરતજ હુકમ ફેરવ્યો કે, જે કોઇપણ કોકદેવનેઅહીં પકડી લાવશે તેને સવાલક્ષ સુવર્ણ મોહોરોનું ઇનામ આપવામાં આવશે. એટલું કરી ન થોભતાં રાજાએ સેનાપતિને બોલાવી આજ્ઞા કરી કે તમો મોટું લશ્કર લઇ સોરાષ્ટ્ર દેશમાં જાઓ અને કોકદેવને બંદીવાન કરી લઇ આવો. પછી રાજા કાંઇક સ્વસ્થ થવાથી અંતઃપુરમાં ગયો.

થોડા દિવસ પછી એકસમયે રાજા બ્રહ્મપુત્રા નદીના તટપર ફરતો હતો, ત્યાં ફરતાં ફરતાં તે રૂદ્રના સુત કાર્તિકેયના દેવાલય પાસે જઇ પહોંચ્યો. એવામાં વેગથી આવતા ઘણાક ઘોડાઓ તેની નજરે પડયા. તે ઉતાવળેથી દોડતા, ભેગા થઇ જતા, જુદા પડતા, પાસે આવતા, વિખરાઇ જતા, ઉત્સાહથી ચાલતા ધીમા પડતા, દોડી જતા હાર તોડી નાંખતા, દૂર સુધી આવવાનો ખેદ જણાવતા અને અતિશય દોડીને કોઇ ભારે કાર્ય પ્રસંગને સુચવતા હોય તેવા ઘોડાઓને જોઇને રાજા વિસ્મય પામ્યો. પછી એક સેવકને ખબર કાઢવા મોકલ્યો અને પોતે એ ખબર સાંભાળવા સારૂ ભગવાન્ કાર્તિકેયના

મંદિરમાં જઇને ઉભો રહયો. ત્યાં ઉભા રહીને કુતુહલથી તે તરફ દૃષ્ટિ કરીને પાસે ઉભેલા એક રાજપુત્રને કહ્યું કે, જો પેલો સૌથી આગળ આવતો ઘોડેસ્વાર કે જેનું વદન મોરના પીછાંવાળી છત્રીથી ઢંકાઇ ગયું છે, તે મને તો આપણો સેનાપતિ હોય એમ લાગે છે. એવામાં ખબર કાઢવા મોકલેલા પુરૂષ પાસેથી તેણે સાંભળ્યું કે સેનાપતિ, કોકદેવને બંદીવાન કરીને લાવે છે. એટલામાં તો સેનાપતિ રાજાની પાસે આવી પહોંચ્યો અને પ્રણામ કરીને કહ્યું કે, રાજન્ ! મહા મુશીબતે અમે કોકદેવને પકડી લાવ્યા છીએ. રાજાએ કોકદેવને જોતાંજ કહ્યું કે, એ રાજ્યદ્રોહીનું હું મુખ જોવા ઇચ્છતો નથી, એની સર્વ મીલ્કત જપ્ત કરો અને એને કારાગૃહમાં લઇ જાઓ, આવતી કાલના દરબારમાં એનો ન્યાય થશે. એટલું કહી સંધ્યાસમય થઇ જવાથી રાજા ઘોડેસ્વાર થઇ મહેલમાં ગયો.

---

## પ્રકરણ ૫ મું.

# મદવિહારી માનુની

વિજયા દશમીના એક શુભ તહેવારે ભૈરવદુર્ગની શોભામાં અલૌલિક પરિવર્તન થએલું જોવામાં આવે છે. અવનવા વસ્ત્રાભુષણથી અલંકૃત થએલા નગરજનો આનંદિત

ચહેરે અહીંતહીં દોડ ધામ કરતા નજરે પડે છે. રાજ્યદરબાર પણ ઢોલ, મૃદંગ વિગેરે વાજીંત્રોના નાદથી ખળભળી રહ્યો હતો. સેનાપતિ, દરબારીઓ નગરજનો, રામજણીઓ વિગેરેથી સભાસ્થાન ચિકાર ભરાઇ ગયું હતું. ન્યાયસભામાં ઊંચી બેઠકપર સાક્ષાત્ ધર્મરાજાના અવતાર જેવા ન્યાયાધીશો બેઠા હતા. દરબારી દિવાનખાનામાં તિલંગ, દ્રાવિડ અને સિંહલદ્વીપથી આવેલા સેવકોનાં ટોળેટોળાં રાજાની રાહ જોતાં બહાર ઉભાં હતાં. તેઓનો દેખાવ રંગબેરંગી હતો. ક્ષત્રીય સામન્તમંડળ સભામાં બેઠું હતું. સભાગૃહની બહાર દરવાજાપર દંડઝાલીને પહેરેગીરો ઉભા હતા. ભાટચારણો ત્યાં કવિતો લલકારતા હતા. અને ભિક્ષુક સંન્યાસીઓની પણ ત્યાં ખોટ નહતી.

એટલામાં પ્રતિહારીની નેકી સંભળાઇ એટલે નૃપતિ આવાગમન થયું જાણી સર્વે પોતપોતાની પદવી અનુસાર બેસી ગયા. ભૈરવસેન રાજાના સિંહાસનારૂઢ થતાં સુધી જયઘોષના પોકારો ચાલુ રહ્યા. વિજયા દશમીનો શુભ તહેવાર હોવાથી સભાનું સાધારણ કામકાજ ચાલ્યા પછી નૃપતિએ સભા વિસર્જન કરવાનો હુકમ કર્યો, એટલામાં પ્રતિહારીએ રાજા સન્મુખ આવી નમ્રતાથી કહ્યું કે, રાજન્ ! દક્ષિણ દીશાથી એક નવયૌવના કુમારીકા આવેલી છે, અને તે આપ મહારાજાધિરાજની સભામાં પ્રવેશ કરવાની આજ્ઞા માગે છે.

એવી રીતે પ્રતિહારીના બોલી રહ્યા પછી રાજાએ પણ આશ્ચર્ય ઉપજવાથી પાસે બેઠેલા સેનાપતિના મુખ તરફ નજર ફેરવીને આજ્ઞા કરીકે, "એમાં શો દોષ છે, એને અંદર આવવા દો". રાજાની આજ્ઞા સાંભળીને પ્રતિહારીએ તે નવયૌવના કુમારીકાને સભાગૃહમાં દાખલ કરી. સભામાં પ્રવેશ થતાંજ તેના રૂપને જોઇને સર્વ દરબારીઓ દિગ્મૂઢ થઇ ગયા, અને આશ્ચર્ય સમુદ્રમાં ડુબી ગયા. તેની ઉમર સોળ સત્તર વર્ષની હોય એમ તેની યુવાવસ્થા ઉપરથી સ્પષ્ટ દેખાતું હતું. તેના ચરણ જાણે પરવાળાના રસની નદી વહેવડાવતા હોય એવા જણાતા હતા. તેના નખ તારાઓના જેવા ચળકતા હતા, અને તેણે પહેરેલા નુપૂરનાં કિરણોનો પ્રકાશ પણ તેના શરીરના સ્વાભાવિક પ્રકાશમાં મળી જતો હતો. મોટા નિતમ્બના ભારથી તેની જંઘાઓ થાકી ગઈ હોય એવી લાગતી હતી. તેની કેડ જાણે બ્રહ્મદેવના હાથથીજ દબાઇ ગઇ હોય એમ ઘણીજ પાતળી હતી. નિતમ્બની

આસપાસ તેણે એક સુવર્ણમય કંદોરો પહેર્યો હતો. ત્રણે લોક ઉપર મેળવેલા વિજયની જાણે કામદેવે કવિતા લખી હોય એવી એની રૂંવાટી શોભતી હતી. તેણે કાને પહેરેલા અલંકારનુ પ્રતિબિંબ તેના સ્તન ઉપર પડતું હતું. લાવણ્યરૂપી નિર્મળ જળમાં ઉગેલા કમળના દંડ હોય એવા એના સુંદર હાથ હતા. માણિકયના બનાવેલાં સુંદર કંકણ તેણે

હસ્તમાં પહેર્યાં હતા. તેના કંઠમાં એક અતિ પ્રકાશિત હાર હતો તે તેના સ્તન સુધી લટકતો હતો. તેના હોઠ પરવાળાના જેવા રાતા હતા. તેના ગુલાબી રંગના સ્વચ્છ ગાલ માણિક્ય ની છીપના સંપુટ જેવા શોભતા હતા. અને તેની નાસિકા રતિની વિણાના ગજ જેવી સુંદર આકારની હતી. એની આંખો ના ખુણા કાન સુધી પહોંચેલા અને રાતા થયેલા હતા. એનો કેશકલાપ કૃષ્ણ સર્પ સમાન શ્યામ તથા લંબ હતો. એવી રીતે સર્વના મનનું આકર્ષણ કરતી તે બાલિકા પોતાના તેજ, લાવણ્ય અને શૃંગારથી શોભી રહી હતી. તેને જોતાંજ સભામાં સર્વ માહોં માંહે પૂછવા લાગ્યા કે, "એ કોણ છે? કોની પુત્રી છે? એનું શું નામ છે?" વિગેરે પ્રશ્નોથી સભાગૃહ ગાજી રહ્યું. સભામાં પ્રવેશતાંજ તે કુમારીકાએ પોતાના વસ્ત્રો કાઢી નાખ્યા, અને યુવાવસ્થાના મદમાં મદમસ્ત બનેલી, વિશ્વમાં પોતાને જીતવાને કોઇ સમર્થ નથી, એવું ગુમાન ધરતી રાજા સન્મુખ આવી ઉભી.

તેને જોઈ રાજા વિસ્મય પામ્યો અને મનમાં વિચાર કરવા લાગ્યો કે, "અહો! હું આજે આ શું જોઉં છું? હું આજે સ્વપ્નમાં છું, કે જાગૃત છુ? અહો! બ્રહ્મદેવે સઘળી રમણીયતાનો આ કેવો વિચિત્ર ભંડાર ઉપજાવ્યો છે! આજે મેં મનોહર વિષયોની સીમાનો છેડો જોયો, અને દર્શનીય વસ્તુઓની અંતભુમી મેં આજેજ જોઇ. એવાને એવા

વિચારમાં રાજા પોતાના શરીરની શુધ્ધિ ભુલી ગયો. તેવામાં તે કન્યાએ જરા લચી પડતા કર્ણપલ્લવ રૂપી આભુષણ સહિત એક પ્રૌઢ વનિતાની પેઠે તેને પ્રણામ કર્યાં અને કહ્યું કે, હે રાજન્ ! આપ રાજ નીતિના પ્રયોગમાં કુશળ છો તથા સ્ત્રીઓના લક્ષણો સમજો છો. આખા ભુતળનું આપ એક રત્ન છો એવી આપની ખ્યાતિ સાંભળીને હું તમારી પાસે આવીછું, પરંતુ આપની સભામાં હું કોઇ પુરૂષ જોતી નથી કે જે મને જીતવાને સમર્થ હોય ? મારો પ્રશ્ન એજ છેકે, જો કોઈપણ પુરૂષ આ સભામાં મને જીતવાને સામર્થ્યવાન્ હોય તે તૈયાર થઈ જાય, નહિતો હું જે માગું તે આપવું, એવું વચન આપો.

આ સાંભળી રાજા આશ્ચર્ય તથા ખેદથી વિસ્યમ પામી પોતાની પાસે બેઠેલા બ્રહસ્પતિના જેવા નીતિશાસ્ત્રમાં પ્રવીણ પ્રધાન સામો જોઈ રહ્યા, સર્વ સભાપણ દિગ્મૂઢ થઈ ગઇ હોય એમ એક એકના સામું જોવા લાગી. આથી રાજાએજ તે કુમારીકાને પૂછયું કે, હે ? યૌવનના મદમાં મદમસ્ત બનેલી બાલા, તું કોણ છો? કયાંથી આવી છો? તારૂં શું નામ છે? તથા આવો અવિંષ્ટ પ્રશ્ન પૂછવાનું શું કારણ છે ? વળી આ સભામાં એક પણ પુરૂષ નથી એમ તું શા ઉપરથી કહેછે ?

રાજાનું આ બોલવું સાંભળીને તે કન્યાએ જરા હસ્તે મુખે રાજાને કહ્યું કે, " રાજન્ ! આમાં વિચિત્ર શું છે ? બીજી લૌકિક વાર્તા તો આપ મારા કરતાં વધારે જાણોછો, તો તમને

વધારે શું કહું ? શું આપની સભામાં કોઇ એવો પુરૂષ છે કે જે મારા વિકારને વશ કરી શકશે ? મને કહો કે કોણ કોકશાસ્ત્ર બળથી મારા મનને નિશ્ચળ કરી શકશે ?

તે કન્યાનું આવું બોલવું સાંભળીને રાજાએ તેને કહ્યું કે, હે ? યૌવનમાં મદમસ્ત બનેલી બાલીકા! આ શબ્દો તું બોલતી નથી પણ તારા અવળા ગૃહોજ બોલેછે, યુવાનીના વિલાસથી આટલી બધી ઉન્મત્ત શું થઈ ગઇ છે ? અરે મોહાન્ધ ! તારી મનોવૃતીઓ તારા કાબુમાં નથી એમ જણાયછે. અહો ! તુ આટલી બધી સુંદર દેખાય છે છતાં તારૂં આંતરિક બળ શુધ્ધ નથી. કોઈ પ્રપંચી મનુષ્યની જાળમાં તું ફસાઇ હોય એમ તો નથી ? નહીતર આ પ્રશ્ન પૂછવાની તું કદાપિ હીંમત કરતે નહિ. બ્રહ્માએ તને સુંદર રૂપની સાથે તઈ શકિત આપી હોય એમ જણાતું નથી.

રાજાની આ વાત સાંભળીને તે કન્યા કે જેનું નામ શશિકળા હતું તેના ક્રોધનો પાર રહ્યો નહી. તેનાં રોમાંચ ખડાં થયાં. તેના મુખ તરફ નિહાળતાં જે શ્વેત રંગના ચિન્હો જોવામાં આવતાં હતાં તેને બદલે લાલાશે જગ્યા લીધી. રાજાના તિક્ષ્ણ કટાક્ષોએ તેના શરીરમાં અગ્નિરૂપે પ્રવેશ કર્યો. અને તે રૂપગર્વિતા બાલિકાએકહ્યું કે, હે રાજન્ ! આપ કોકશાસ્ત્રના જ્ઞાતા હશો એમ જે હું ધારતી હતી તે મારી ધારણા ખોટી પડીછે.

સ્ત્રી જાતીને જીતવાને આપની સભામાં કોઇપણ "પુરૂષ" હોય એમ હું જોતી નથી. ગાર્ગીએ મહાન્ પંડિતોની સભામાં વિજય મેળવ્યો હતો તે શું તમો ભુલી ગયા? તેમ હું પણ મહાન્ ચક્રવર્તી ભુપાળો, વિદ્વતાઇનો ખોટો આડંબર કરનારા અસંખ્ય વિદ્વાનો, શૃંગાર રસમાં નિપુણ વિલાસી યુવાનો વિગેરેના સહવાસમાં આવીછું, પણ હજુ સુધી કોઇપણ મનુષ્યે મારી માગણીનો યોગ્ય ઉત્તર આપ્યો નથી. આપને પણ ફરી ફરીને એજ પ્રશ્ન પુછું છું, માટે આપનાથી આ પ્રશ્નનો ઉત્તર ન અપાયતો હું માગુ તે મને આપો. હવે હું આ સભામાં રહેવા ઇચ્છતી નથી. જે પુષ્પમાં સુગંધ નથી, જે નદીમાં જલ નથી, તેમજ જે પુરૂષમાં પુરૂષાર્થ નથી તેમના સહવાસમાં રહેવું એ યોગ્ય નથી.

શશિકળાની આ વાત સાંભળીને રાજા શોક સમુદ્રમાં ડુબી ગયો અને પોતાને ધર્મ સંકટમાં આવી પડેલો માનવા લાગ્યો. પરંતુ તેણે ધીરજ છોડી નહીં. તેણે તરતજ સેનાપતિ સમક્ષ જાહેર કર્યું કે, જે કોઇપણ આ મદોન્મત્ છકેલી અબળાનો પરાજય કરશે તેને મારૂં અર્ધું રાજ્ય તથા દશલક્ષ સુવર્ણ મહોર બક્ષીસ આપવામાં આવશે, એવું સાંભળ્યા છતાં પણ સભામાં-થી કોઇપણ તે બાલીકાને જીતવાને તૈયાર નથી એવું જોઇ રાજાએ શહેરમાં દાંડી પીટાવી આ ઢંઢેરો જાહેર કરવાનો હુકમ કરી કચેરી બરખાસ્ત કરી તે અંતઃપુરમાં ગયો.

---

## પ્રકરણ ૬ ઠું.

# શશિકળા કોણ?

ભરતખંડમાં મુખ્ય ચોસઠ દેશ છે અને તેની સરહદને લગતા બીજા નાનાં નાનાં ઘણાં દેશો છે. તેમાં ગુજરાત દેશ ઘણો ફળદ્રુપ તથા શોભાયમાન છે. ત્યાં ઘણું કરીને વિવિધ જાતના લોકો વાસો કરી રહેલા છે. ધાન્ય, દાન, સમાન—સારી રીતે થાયછે, તેમજ સર્વે પ્રજા અનેક વૈભવ ભોગવેછે. એવી રીતે જેનો સુજશ જગતને વિષે વિખ્યાત છે, જયાં ભક્તિ સહિત પરબ્રહ્મનું રૂડે પ્રકારે આરાધન થાયછે, તેવા ગુર્જ્જર દેશની પ્રજા અનુપમ અને સુખીછે. તેમાં વિલાસ પુરી નામની મ્હોટી નગરી આખા જગતનું તેજ રૂપ હોયની? તેમ દેશના મધ્ય પ્રદેશમાં શોભાને આપેછે, ત્યાં જેનો કાલાન્તરે પણ નાશ નથી એવું અચળ સુખ, વિધવિધ પ્રકારના ભોગ, વિલાસ અને સ્મૃધ્ધિથી ભરેલા છે. ત્યાં સૂર્યવંશી અતિ શ્રેષ્ટ નૃપશિરોમણી વિલાસસેન રાજા રાજ કરેછે, જેને ઘણાં રાજાઓ હમેશાં મસ્તક નમાવેછે, નવે ખંડમાં શત્રુઓને પરાજય પમાડી પોતાની કીર્તિ ફેલાવી છે, ને છત્રીશ કુળના રાજવંશીઓ શરણે આવી હુકમને અનુસરે છે. એક હજાર કોશના વિસ્તારમાં તેનો અમલ છે. સત્તર હજાર ગામ સાથે, તેની સત્તા હેઠળ સૈન્યદળમાં બે લાખ ઘોડેસ્વાર છે અને

અસંખ્ય પેદલ આજ્ઞામાં વર્તે છે. બસેં મદોન્મત્ત હસ્તિઓ છે. સુખપાલની સાથે બે હજાર રથ ઝુકી રહ્યા છે, બે હજાર દુંદુભી રાજદ્વારે વાગેછે, અને રંગ બેરંગી તેટલાંજ નિશાન હારબંધ ફરકેછે. બાણુથી યુકત સોળ હજાર યોદ્ધાઓ તેના સૈન્યમાં શોભેછે. એવો પૃથ્વિપર મહાપ્રતાપી વિલાસસેન નરેંદ્ર શત્રુને જીતીને પોતે શુરાતનથી અજીત કહેવાયોછે. એ રાજાની વિલાસપુરી નગરી, ઇંદ્રપુરીની પેઠે અતિ શોભે છે. શહેરની પાસે ચોતરફ ઉદ્યાનો આવી રહેલાં છે. જ્યાં ફળ ફુલ અને લત્તાઓ લચી રહ્યાં છે. તે જાણે વસંત ઋતુ ખીલી હોયની એમ દેખાય છે. વૃક્ષે વૃક્ષે ભમરાઓ ગુંજારવ કરેછે, આમ્રવક્ષ પર બેઠેલી અનેક કોયલો મધુર સ્વરથી પીયુપીયુ પોકારે છે. તળાવ, નદીઓ, વાવ્ય અને પાણીથી ભરેલા કુવાઓના પનઘટ ઉપર નગરની સ્ત્રીઓ ચકચકીત સુવર્ણકળશથી જળ ભરતી જતી આવતી જણાય છે. ત્યાં ઉંચા પ્રચંડ દેવાલયો ગગન સાથે વાત કરવાને અન્યોન્ય વાદ કરતા હોય નહિ શું ? તેમ જણાય છે. જ્યાં શુદ્ધ બ્રાહ્મણો અનેક ભેદથી શ્રુતી અને વેદોકત મંત્ર દ્વારા હાથ જોડી ઇશ્વર સ્તુતિ કરી રહ્યાછે. પહાડ સરખો ઉંચો કોટ નગરને શોભેછે. બળવાનોનો નાશ કરનાર તીણાં બાણો તેના બુરજોપર આવી રહેલાં છે, જેને દેખતાંજ ચુગલોના પ્રાણ છુટી જાયછે.

યુકિત પ્રમાણે ચો ઘટની પેઠે તે નગરીને ચોસરી બજાર

છે, જ્યાં ચોતરફનાં વેપારીઓ આવી, લાખો, કરોડો અને અબ્જોની આપલે કરેછે. તે બજારમાં વેપારની ધમાલ ચાલવાથી લોકોની ભારે ગીરદી મચી રહી છે. રાજમહેલો અનુપમ શોભી રહ્યાછે. તે મહેલમાં જાણે મયદાનવે સકલ પૃથ્વિનું રૂપ આણી મુકયું હોય નહી? તેમ જણાયછે. વળી મહેલના શિખરો ઉપર કનક કળશ ચળકે છે તે બીજું દેવરાજ હોય નહિ? તેવી શોભાને આપેછે. વળી તેમાં વસનારી સ્ત્રીઓનું રૂપ જોઈને દેવાંગનાઓ લજ્જા પામી સંતાઇ જાય છે આ પ્રમાણે જગત્ વિખ્યાત વિલાસસેન રાજા અનેક પ્રકારના રાજય સુખને ભોગવેછે.

આ પ્રમાણે યૌવન સુખ અનુભવવામાં વિલાસસેન રાજાએ પોતાનો ઘણો વખત ગુમાવ્યો, પ્રાણી માત્રને ભોગવવાનાં સઘળાં સુખો તેણે ભોગવ્યાં, પણ પુત્રના મુખ દર્શનનો લાભ તે લઇ શકયો નહિ. જેમ જેમ યુવાવસ્થા જવા માંડી, તેમ તેમ તેના મનોરથ નિષ્ફળ થવાથી તેને વાંઝિયાપણાનો મોટો સંતાપ જણતો ગયો. વિષય સુખની ઇચ્છા ઉપરથી તેનું મન ઉઠી ગયું. હજારો રાજાઓ તે રાજાની આજુ બાજુએ હતા, તોપણ સહાય વિનાનો હોય, છતી આંખે અંધ હોય, અને આખા ભુવનનો આધાર છતાં નિરાધાર હોય, એમ તે પોતે સંતાન વગરનો હોવાથી પોતાને ધારવા લાગ્યો. આપણા શાસ્ત્રો કહેછે કે, "અપુત્ર જનોનો મોક્ષ થતો નથી અને જગત્ પણ

તેમને સારૂં લાગતું નથી. पुन्नाम्नो नरकात्त्रायत इति पुत्रः (પું) નામના નરકથી તારે તે પુત્ર કહેવાય ".

આ પ્રમાણે ઘણો કાળ ગયો, પણ સંતાન પ્રાપ્તિ નહી થવાથી રાજાએ શહેર બહાર આવેલા મહાકાળીના મંદિરમાં જઇ મહાકાળીને પ્રસન્ન કરી પુત્ર મેળવવાનો વિચાર કર્યો. અને બીજે દીવસે સ્હવારમાં વહેલા ઉઠી મંદિરમાં જઇ દ્વાર બંધકરી મહાકાળીની ઉપાસના શરૂ કરી. આમ કેટલોક વખત ગયા પછી તેની સ્તુતિથી પ્રસન્ન થઇ મહાકાળીએ સાક્ષાત્ દર્શન દઇ તેને કહ્યું કે "હે રાજા! તારા નસીબમાં પુત્ર નથી તો હું તે કેવી રીતે આપી શકું ? તોપણ તારી પ્રાર્થનાથી ખુશ થઇ હું તને વરદાન આપુછું કે તારે એક પુત્રી થશે. તેનું તું સોળ વર્ષ સુધી લગ્ન કરતો નહિ અને સોળ વર્ષ વિત્યા પછી જે કોઇપણ પુરૂષ તેને જીતે તેને તારી પુત્રી પરણાવજે, " આ પ્રમાણે કહી દેવી અદ્રશ્ય થઇ ગયા. અને જગતજનુની મહાકાળીના વચનોમાં વિશ્વાસ લાવી રાજા પણ ઘેર ગયો.

એવીરીતે કેટલોક કાળ ગયા પછી મહાકાળીના વરદાનથી રાણીને ગર્ભ રહયો અને પૂર્ણ માસે તેણે એક સુંદર કન્યાને જન્મ આપ્યો. રાજાએ જયોતિષ જોવડાવી તેનું નામ શશિકળા પાડયું.

ન્હાની વયમાંજ શશિકળા વિલાસવતી થઇને મનોહર શોભા ધારણ કરતી હતી, અને તેને જોતાં જાણે શાન્ત ચંદ્રિકા

માં ન્હાતાં હોય, અમૃત સરોવરમાં ડુબકી મારતાં હોય, શીતળ આનંદની વૃત્તિમાં ફરતાં હોય, એમ આનંદ આપતી હતી. સરોવરમાં ઉગેલું કમળ સરોવરના પાણીમાં વધારો થવાથી જેવીરીતે વધેછે, તેમ શશિકળાનું શરીર રાત્રિ દિવસ વધવા લાગ્યું. શશિકળા બાલપણાને લીધે મુખથી કાલું કાલું બોલેછે, તે જાણે કોકિલાનું મધુર સ્વરથી બોલવું હોય તેમ જણાયછે. તે પોતાના સમાન સ્વભાવવાળી, શીલવાન, કુળવાન, સરખે સરખી ઉમ્મર અને સુંદર વેશવાળી રાજકન્યાની ટોળીમાં મળી ઉદ્યાન વચ્ચે જઇ આલાપથી ગાયછે તથા સાથે નેપુરના રણકારો કરી ક્રીડા-કરેછે, તે જાણે હંસ, પોપટ, કોયલ વિગેરે પક્ષીઓનાં ટોળાં એકીવખતે પાસેના આમ્રવૃક્ષ ઉપર ઘણુંજ માધુર્યથી કલરવ કરતાં હોય તેમ લાગેછે. વળી તે કુમારીકાઓ નીચી નમી કમ્મરમાંથી લળી લળી ગાતી વખતે સામસામી છટાથી લટકા કરેછે તે જાણે વનમાંની લત્તાઓ પવનથી લચી જતી હોય, તેમ જણાયછે. વળી વ્હાલથી રમતાં પરસ્પર ફુલના દડા ઉછાળેછે તે વેળા બચાવ વાસ્તે જાણે પાણીમાંની માછલી સરી જતી હોય નહી શું ? તેવા પ્રકારે અનંત વિધિથી છટકી જાયછે. આ પ્રકારે મન વાંચ્છિત અનેક પ્રકારની રમત ગમતમાં દિવસો નિર્ગમન કરેછે.

પછી વિલાસસેન રાજાએ તેને યોગ્ય વિદ્યા ભણાવવાને વાસ્તે રાજ્ય ગુરૂના હસ્તમાં સોંપી. ત્યાં કુંવરી શશિકળા વ્રતવિધિ, ધર્મ-

શાસ્ત્ર, કાવ્ય, નીતિ, સાહિત્ય અને સંગીતશાસ્ત્ર, જ્યોતિષ વિદ્યા, વેદ, પુરાણ, કોકશાસ્ત્ર વિગેરે શીખી સકળ વિદ્યા પારાંગત બની. એ પ્રમાણે કુંવરીને સકળ વિદ્યા શિરોમણી થયેલી જોઇ વિદ્યા ગુરૂ બ્રાહ્મણને દક્ષિણા આપી સંતોષ્યા. પછી વિલાસસેન રાજાએ કુંવરીને લગ્નસંબંધ લાયક જોઇ, મનમાં અતિ હર્ષલાવી તેને યોગ્ય પતિની શોધ કરવા માંડી, અને રાજ્ય પુરોહિતને બોલાવી કુંવરીના લગ્નસંબંધ બાબત તપાસ કરવાનીવાત જણાવી, આ વાત જ્યારે શશિકળાના જાણવામાં આવી ત્યારે તે પોતાના મનમાં સંકોચ પામીને કહેવા લાગી કે, "હા દૈવ ! કર્મની ગતી કેવી હીણ છે ? વિધાતાએ કેવા વિચિત્ર લેખ લખ્યા હશે કે, જેના પ્રભાવે કરી પિતાશ્રીએ વગર વિચારે આવો અયોગ્ય લગ્નનો વિચાર કર્યો !".

પછી તેણે પોતાની વ્હાલી સખી કુસુમાવલી મારફતે તેના પિતાને કહેણ મોકલ્યું કે, "જો મારી મરજી ન છતાં તમો મને બળાત્કારે કોઇ સાથે પરણાવવાનો વિચાર કરશો તો હુ અન્ન તજીને, કે અગ્નિમાં પડીને, કે ફાંસો ખાઇને અથવા ઝેર ખાઇને પણ નક્કી મારો દેહ પાડીશ." પોતાની કુંવરીનો આ અભિપ્રાય અને આ નિશ્ચય સાંભળીને રાજાની ચિન્તા વધવા લાગી, તે એક ક્ષણ પણ ધીરજ પામ્યો નહિ. અને શશિકળા તેને એકની એક અને વળી ઘણી વહાલી હોવાથી તેણે કુસુમાવલીને ધીરજ આપી, અને કહ્યું કે, શશિકળાને કહેકે તું જેમ ખુશી થઇશ તેમ કરવામાં આવશે.

પછી વિલાસસેન રાજાએ કુંવરીની મરજી અનુસાર જાહેર ઠરાવ બહાર પાડયો કે, જે કોઇ રાજપુત્ર મારી પુત્રી શશિકળાને કોકશાસ્ત્રાનુસાર જીતશે તેની સાથે તેના લગ્ન કરવા માં આવશે. આ સાંભળી ઘણા ઘણા રાજપુત્રો બહાર પડયા પણ કોઇપણ તેને જીતવાને ભાગ્યશાળી થયો નહિ.

આ પ્રમાણે ઘણાં દિવસો ગયા પછી એક વખત તેની વ્હાલી સખી કુસુમાવલીએ શશિકળાને કહ્યું કે "પ્રીય સખી! તારી ઉમેદ પરિપૂર્ણ કરે એવો એક રાજા ભૈરવસેન નામે છે. તે મહા ચતુર છે, અને કોકશાસ્ત્રમાં પ્રવિણ છે". તેના આ વચનો સાંભળીને શશિકળાના આશ્ચર્યનો પાર રહયો નહિ, અને બીજે દિવસે તે સર્વ તૈયારી કરીને ભૈરવદુર્ગ તરફ જવા નીકળી.

વાચક! પછી ભૈરવદુર્ગમાં શું શું બન્યું તે તો તને વિદિતજ હશે!

---

## પ્રકરણ ૭ મું.

# ઉદ્ધાર.

અત્યારે મધ્યાહ્નનો સમય હતો. સર્વત્ર સૂર્યનારાયણની ખરતાનોજ પ્રસાર અને વિસ્તાર થએલો જોવામાં આવતો

હતો. કવિ કુલગુરૂ કાલિદાસ કૃત “ ઋતુ સંહાર ” કાવ્યના આરંભમાં વર્ણવ્યા પ્રમાણે ‘ સૂર્યના પ્રચંડ કિરણોનો પરિતાપ અસહ્ય થએલો હોવાથી લોકો રજનિપતિ ચન્દ્રમાને તે શીતળ હોવાથીવિષેશસ્નેહભાવથી નિહાળતા હતા, અને તેના આગમનની માર્ગ પ્રતીક્ષા કર્યા કરતા હતા. ઉષ્ણતાનું નિવારણ કરવા માટે લોકોના વારંવાર સ્નાન કરવાથી કુવા અને તળાવો ઇત્યાદિ જળાશયોમાંનો વારિ સંચય ક્ષીણ થઇ ગયો હતો. સંધ્યાનો સમય અત્યંત રમ્ય, મનોહર અને આનંદ દાયક ભાસતો હતો. અને રતિપતિ મદનરાજનો પ્રભાવ પણ બહુધા શાંત થએલો અનુભવવામાં આવતો હતો. સર્વ જીવજંતુઓ પોત પોતાના વેરભાવને ભુલીને કોઇ જળપૂર્ણ સ્થાનમાં કે વિશાળ વૃક્ષોની સુશીતલ છાયામાં વિશ્રાંતિનો આસ્વાદ લેતાં દેખાતાં હતાં. બકરી અને વાઘ ઉભયને શાંતિ અને નિર્ભયતાથી એક સ્થાનમાં બેસાડવાની જો કોઇની પણ શક્તિ હોય તો તે એ ઉગ્રપ્રતાપી મધ્યાહ્નકાળના સૂર્યનીજ હતી. શરત્કાલમાં જેવીરીતે અગ્નિના તાપમાં અમૃતનો ભાસ થાયછે તેવી રીતે અત્યારે શીતલ સલીલ, શીતલ પોષાક, શીતલ મંદિર, શીતલ સુગંધ, વાદ્ય પદાર્થ અને શીતલ વાયુની મંદ લહરી અને સુશીતલ તરૂચ્છાયા, સાક્ષાત્ સુધાનો આસ્વાદ આપતાં હતાં. મધ્યાહ્ન સમયે સૂર્યની અત્યંત પ્રચંડતા હોવાથી ભૈરવદુર્ગ નગરમાં પણ સર્વત્ર રાત્રિ સમાન શાંતિ અને નિઃસ્તબ્ધતાનુંજ દર્શન થતું હતું.

તથાપિ આ વખતે ભૈરવદુર્ગ નગરના એક એકાંત ભાગમાં આવેલા કારાગૃહમાં એક વિલક્ષણ ઘટના દ્દશ્યમાન થતી હતી. આજે બે દિવસથી એક નવયુવકને આ કારાગૃહમાંના એક ભયંકર કક્ષમાં લાવીને રાખવામાં આવ્યો હતો. જોકે તેની મુખમુદ્રામલીન થયેલી હતી, તોપણ તેના મુખ મંડળ ઉપર અશાંતિ કિંવા ઉગ્રતાની છટા સ્પષ્ટ દ્દષ્ટિગોચર થતી હતી. કારાગૃહમાં આવ્યા પછી પ્રથમ દિવસે તેણે અન્ન તેમજ જળને સ્પર્શ માત્ર પણ કર્યો નહોતો. પરંતુ ક્ષુધાની અતિશય વેદના સહન ન થવાથી, આજે તેણે કારાગૃહમાં આપવામાં આવતા સાધારણ અન્નનો પ્રાણ રક્ષણ માટે કિંચિત અહાર કર્યો હતો, અને જળપાનથી તૃષાનું પણ નિવારણ કર્યું હતું. અન્ય સર્વ કેદીઓ આનંદમય દેખાતા હતા, ત્યારે આ દુર્ભાગી બંદીવાન પોતાના મંદ ભાગ્યને નિંદતો આ ભયંકર કારાગૃહમાંથી કેવી રીતે પોતાની મુક્તિનો માર્ગ શોધવો તેનો વિચાર કરતો, અર્ધ જાગૃત અર્ધ નિદ્રિત અવસ્થામાં પડેલો જોવામાં આવતો હતો.

તે દુર્ભાગી બંદીવાન તદ્દન હતાશ થઇ ગયો હતો અને તેને ઉદ્ધારનો એકપણ માર્ગ સુઝતો નહતો. કોઇ કવિએ ખરૂંજ કહ્યું છે કે:—

થતાં નિરાશા ચિત્તમાં ખાનપાન વિસરાય,<br>
તર્ક વિતર્ક વધે અતી, ચંચળ મન થઇ જાય.

આ પ્રમાણે તેના મનની સ્થિતિ હતી, એટલામાં કારાગૃહની બહાર ચોગાનમાં કંઇ ગડબડ થતી હોય એમ તેના સાંભળવામાં આવ્યું, અને નેત્રો ઉંચા કરીને જુવેછે, તો કેટલાક રાજભૃત્યો મોટેથી ઘંટ વગાડી કંઇક ઢંઢેરો ફેરવતા હોય એમ તેના સમજવામાં આવ્યું. તેથી તેની નિદ્રા જતી રહી, તેના વિચારો સરી પડયા, અને ઇચ્છા ન છતાં પણ આશ્ચર્ય ઉત્પન્ન થવાથી બીજા બંદીવાનોની સાથે તે પણ ઉઠી ઉભો થયો. દ્વાર નજીક જતાં તેણે સાંભળ્યું કે, "શશિકળા નામે એક શોડષીય વર્ષા નવયૌવના બાલીકાએ રાજ્ય સભામાં આવી રાજા આગળ એક વિચિત્ર શર્ત કરીછે કે જે પૂર્ણ કરવાને ખુદ રાજા અથવા તેના કોઈ સેનાપતિ કે દરબારી પણ હામ ભીડતા નથી". તેથી આખરે નિરાશ થઇ નૃપતિએ એવી ઇચ્છા દર્શાવી છે કે "જે કોઇ નરપુંગવ આ કન્યાની શર્ત પૂરી કરી, તેને જીતી, મને ચિંતા મુકત કરી, આ રાજ્યની આબરૂ સાચવશે તેને હું અમુલ્ય બક્ષીશ આપીશ, અને વળી તેના ભાગ્યનો ઉદય થશે".

આ વચનો સાંભળતાંજ તે યુવાન બંદીવાન જે અન્ય કોઇ નહી પણ આ ભયંકર કારાગૃહમાંથી મુકિત મેળવવાની ઇચ્છા રાખતો, દુર્ભાગ્ય ને વશ થયેલો આપણો પુર્વ પરિચિત કોકદેવજ હતો, તેની આશાનો કંઇક ઉદય થયો, અને પોતાના છુટકારાનો માર્ગ સુઝવા લાગ્યો. રાજર્ષી ભર્તૃહરિએ કહ્યું છે કેઃ— " तृष्णा न जीर्णा वयमेव जीर्णाः " તેવી રીતે કોકદેવે પણ તે

કન્યાની શર્ત પરિપૂર્ણ કરી, રાજાને ચિન્તા મુક્ત કરી, રાજ્યની આબરૂ સાચવવાની પોતાની ઇચ્છા કારાગ્રહના મુખ્ય સત્તાધિશ ને જાહેરકરી. પહેલાંતો તેની આ માગણીને તિરસ્કારી કાઢવામાં આવી, પરંતુ તેની બહુ વિનવણીથી, અને તેના વચનોમાં કંઇક વિશ્વાસ આવવાથી, અને કોકદેવના ઉપકાર નીચે તે સેનાધિપતિ દબાયલો હોવાથી, વળી તે કોકદેવનો સંબંધી હોવાથી, આખરે તેણે આ હકીકત ભૈરવસેનને વિદિત કરવાનું વચન આપ્યું.

પછી તેણે ભૈરવસેન સમક્ષ જઈ કોકદેવના કહેલાં વચન રાજાને કહી સંભળાવ્યા અને વધારામાં જણાવ્યું કે, "હે રાજન્! આપની આજ્ઞા હોય તો કોકદેવને રાજ્ય સભામાં હાજર કરૂં." પછી આજ્ઞા મળતાંજ કોકદેવને માનપૂર્વક રાજ્ય સભામાં લઇ જવામાં આવ્યો. આજનો દરબાર શશિકળાના પ્રશ્નના નિર્ણય માટે નિયત કરાયલો હોવાથી રાજ્યધાનીમાંના સર્વ ઉચ્ચ અધિકારીઓ તેમજ પ્રતિષ્ઠિત અને ધનાઢય નાગરિકો, વ્યાપારીઓ તથા અન્યજનો પણ પોતાની યોગ્યતા પ્રમાણેના વસ્ત્રો પરિધાન કરીને રાજ્ય સભામાં આવ્યા હતા.

---

## પ્રકરણ ૮ મું.

# શશિકળાની ચિકિત્સા.

કોકદેવે રાજ્ય સભામાં પ્રવેશ કરતાંજ સેનાધિપતિને છાજે તેવી રીતે રાજા ભૈરવસેનને મસ્તક નમાવ્યું, અને પછી

બોલ્યો કે, હે કૃપાળુ નરેન્દ્ર! આપનું મુખ આજે આમ ઉદાસ કેમ દેખાય છે? આપ વિચાર સાગરમાં ડુબી ગયા હો તેમ આપની મુખમુદ્રા ઉપરથી સ્પષ્ટ જણાય છે. શું આ રાજ્ય પર કોઇ પરદેશી શત્રુ લશ્કર લઇ ચઢી આવ્યો છે? અથવા તો શું કોઇ ભારે વિપત્તિ રાજ્ય પર આવી પડી છે? આપ જરા પણ ક્ષોભ ન પામતાં મારા ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખો અને સેવકને સુખેથી આજ્ઞા ફરમાવો. આ શરીર આ રાજ્યનું જ અન્ન ખાઇને રક્ષાયલું છે, અને રાજ્યને માટે પ્રાણ આપવાને પણ કોકદેવ પાછી પાની કરે તેમ નથી. માટે કૃપા કરી વિના વિલંબે મને સર્વ વાત નિવેદન કરો.

કોકદેવનાં આવાં નીતિયુકત વચનામૃતો સાંભળીને રાજાના આનંદનો પાર રહ્યો નહી. અને પોતે કરેલા સાહસને માટે તે પસ્તાવા લાગ્યો. પછી તે સિંહાસન ઉપરથી ઉઠીને કોકદેવને હર્ષથી ભેટી પડયો. અને સેવક અને રાજકર્તાના ભેદને ભૂલી ગયો. અન્યોઅન્યના નયનોમાંથી પ્રેમના અશ્રુબિંદુની ધારાઓ વહેવા લાગી. સર્વ સભા પણ આ બનાવ જોઇ વિસ્મય પામી, અને દરેક જણ કોકદેવ પ્રત્યે માનની લાગણીથી નિહાળવા લાગ્યા. પછી રાજાએ કોકદેવને માનપૂર્વક યોગ્ય આસન ઉપર બેસાડયો અને રાજ્યસભામાં બનેલી હકીકતનું બ્યાન કોકદેવ સમક્ષ કહી સંભળાવ્યું.

કંઇક સ્વસ્થ થયા પછી કોકદેવે રાજાને ધીરજ આપી અને કહ્યું કે, કૃપાળુ નરેન્દ્ર! આપ જરાપણ ચિંતા ન કરો અને

મારા પર સંપૂર્ણ વિશ્વાસ રાખો. હું શશિકળાને જીતીશ અને રાજ્યની આબરૂ સાચવીશ. હું કોકશાસ્ત્રમાં કુશળ છું અને દેશાટન કરવાથી મારો આ વિદ્યામાં ઘણો વધારો થયો છે, તેથી તે મદોન્મત્ત બાલિકાને હું યોગ્ય શાસન આપીશ અને તેના ઉચ્ચારેલા ગર્વિષ્ટ શબ્દો તેનોજ નાશ કરશે એવી યુક્તિ કરીશ, માટે તે કન્યાને સભામાં બોલાવવાની આજ્ઞા આપો. આજ્ઞા થતાંજ શશિકળાએ સભાગૃહમાં પ્રવેશ કર્યો કે તુરતજ આ પણી વાર્તાના દક્ષ અને કોકશાસ્ત્રજ્ઞ નિપુણ નાયક કોકદેવે શશિકળાના અવયવોનું સૂક્ષ્મ રીતે અવલોકન કર્યું. પછી તેણે શશિકળાને પૂછ્યું કે–“મદોન્મત્ત બાલિકા! તારૂં આ રાજ્યમાં આવાગમનનું કારણ આ સર્વ સભા સમક્ષ મને સવિસ્તર કહી સંભળાવ.”

તેના આવાં વચનો સાંભળીને શશિકળાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ અને બોલી કે,–“મારૂં આ રાજ્યમાં આગમનનું કારણ મેં એક વખત આ સર્વ સભા સમક્ષ કહી સંભળાવેલ છે અને વળી પણ કહું છું તે સાંભળો– “આ મૃત્યુલોકમાં વિહાર કરતા સઘળા મનુષ્યોને પુરૂષ કહી શકાય કે નહિ તેના વિષે મારા મનમાં શંકા છે, અને હજી સુધી મારી તે શંકાનું કોઇએ પણ સમાધાન કર્યું નથી, વળી આ સભામાં, અરે! આ રાજ્યમાં હું કોઇ પણ પુરૂષ જોતી નથી, એકપણ પુરૂષજ નથી જેને “પુરૂષ” એવું સંબોધન કરી શકાય?”

કોકદેવ—હે! યુવાવસ્થાના મદમાં છકેલી અબળા! આજ દીવસ સુધી તેં તારા દિવસો સુખચેનમાં ગુજાર્યા હોય એમ તારૂં પ્રફુલ્લિત વદન ખાત્રી આપે છે. અદ્યાપિપર્યંત તું સર્વ સ્થળે વિજયવતી થઇ હોઇશ, પરંતુ આ સભામાં તું તારૂં સ્વાતંત્ર્ય ગુમાવી બેસીશ તેનોજ મને તો વારંવાર ભય રહ્યા કરે છે. આ બાબતમાં તું મોટી ભુલ ખાય છે અને હજુ પણ રાજાની ક્ષમા માગ.

શશિકળા—મારાં આ વચનો હું પ્રાણાંતે પણ ફેરવનાર નથી, અને વળી કહુંછું કે—જે કોઇ પુરૂષ કોકશાસ્ત્રની રીતે મને જીતશે અને મારી મનોકામના પૂર્ણ કરશે તેને હું મારૂં સર્વસ્વ અર્પણ કરીશ, અને મરણપર્યંત તેની દાસી થઈને રહીશ.

કોકદેવ—અરે મૂઢમતી! તારાં આ વચનો વિલાસ, પરિહાસ, નિશ્વાસ, સંભ્રમ, ઇર્ષ્યા, હાસ્ય, અસૂયા, કામ અને સ્પૃહાને ઉત્પન્ન કરે તેવાં છે. તને વિદીત નથી કે હું કોકશાસ્ત્રમાં પ્રવિણ છું અને તેના સર્વ ભેદને જાણું છું. માટે સાંભળઃ—નાયિકાભેદ, વિપ્રલંભ શૃંગારભેદ, પ્રેમની દશદશા, રૂપકાલંકાર, પ્રતિકાલંકાર, નવરસભેદ, શૃંગારભેદ, પ્રેમનેમ નિરૂપણભેદ, સમસ્યાભેદ, કેંદ્રાદિસ્થાનના ભાવ, દૃષ્ટિભેદ, અંગભેદ, જાતિસ્વભાવાલંકાર, પ્રેમરંગ, હાવભાવ નિરૂપણ, ગ્રીષ્મવિહાર, વર્ષાવિહાર, શરદવિહાર, હેમંતવિહાર, શિશિરવિહાર, વસંતવિહાર, સંગિતભેદ, સ્વરભેદ, પ્રેમભેદ, સ્રીલક્ષણ, હૃદયભાવ, મનની-

દશા, નાડીભેદ, ચુંબનભેદ, ચિત્રપ્રબંધ, ચોર્યાસીઆસન વિગેરે વિગેરે. માટે તને એક દિવસ વિચાર કરવાની રજા આપું છું, તેથી તારે જે કાંઇ તૈયારી કરવી હોય તેનો બંદોબસ્ત કરી તૈયાર થઇ રહેજે.

તેના આવા દ્રઢ અને ગૌરવયુકત વચનો સાંભળીને રાજા ભૈરવસેન તથા સર્વ દરબારીઓના હર્ષનો પાર રહ્યો નહિ. રાજાએ કોકદેવને અભિનંદન આપ્યું, અને પછી ચિંતામુકત થવાથી સભા વિસર્જન કરી.

શશિકળા પણ પોતાને ઉસ્તાદ મળ્યો જાણી હવે તેની સાથે કેવા દાવપેચ ખેલવા એવા એવા અનેક વિચારસાગરમાં લીન થતી પોતાને સ્થાનકે ગઇ.

---

## પ્રકરણ ૯ મું.

# કામવિહાર.

સાયંકાળનો રમણીય સમય પ્રવર્તાયમાન હતો. ભગવાન્ સૂર્યનારાયણ ક્ષણ બે ક્ષણમાં અસ્તગત થવાની તૈયારીમાં હતા. ગોવાળીયાઓ પોતાની ગાયોને ચારીને પાછા ગામ ભણી જતા જોવામાં આવતા હતા. અને પનઘટપર પાણી ભરવા માટે આવેલી પનિહારીઓ વિલંબ થઇ જવાથી સાસુ

નણંદની ન્હીકે ઘેર પહોંચવા માટે ઉતાવળે પગલે ચાલતી દ્રષ્ટિગોચર થતી હતી. ભૈરવદુર્ગ નગરના કેટલાક લ્હેરી લાલાઓ બ્રહ્મપુત્રા નદીના તટપર ભટકતા અને લલનાના લાવણ્યને જોઇ લુબ્ધ થતા જોવામાં આવતા હતા, પરંતુ અંતે તેમાં નિરાશ પામતાં આખરે વિલે મોઢે ઘર તરફ પાછા ફરતા હતા. સંસારીજનો પોતાના ગૃહકાર્યમાં નિમગ્ન થતા અને વનવિહારી યોગીજનો પરમાત્માના ધ્યાનમાં વિલીન થતા જોવામાં આવતા હતા. અંધકારરૂપ શત્રુને પાસે આવતો જોઇ તેનો પરાજય કરવા માટે લોકોએ દીપકરૂપ શસ્ત્રની તૈયારી કરવા માંડી હતી. નભોમંડળમાં કુમુદનીપતિ ચંદ્રનો ઉદય થયો તેથી અંધકારનું બળ જોઇએ તેટલું ચાલી શકયું નહિ. શુભ્રચંદ્રજ્યોત્સ્નામાં બ્રહ્મપુત્રા નદીના જળમાં ઉદ્દભવતા તરંગો વિચિત્ર શોભાનું દર્શન કરાવતા હતા, અને સંસારની અસારતાનું પ્રત્યક્ષ ભાન કરાવતા હતા.

આ વખતે બ્રહ્મપુત્રા નદીના કિનારે આવેલો કૈલાસબાગ અપૂર્વ ચિત્તાકર્ષક અને આલ્હાદન આપતો હતો. તેની શોભા સ્વર્ગના નંદનવનને પણ લજાવે તેવી હતી. મહેલને ફરતો એક પુષ્પોદ્યાન આવી રહેલો હતો. ત્યાં વૃક્ષ ઉપર વેલીઓ વિંટળાઇ વળી હતી. નવાં અંકુરીત કોમળ પાંદડાં ઝુકી રહ્યાં હતાં. ઠેકઠેકાણે ગુલાબ, ચંપો, ગુલછડી, જુઇજાઇ કરેણ વિગેરે પુષ્પોની સુગંધથી મધમધાટ થઇ રહ્યો હતો. વૃક્ષોની કુંજોમાં મેના, કોકિલ, શુક,

સારિકા અને હંસાદિ જલચર તથા સ્થલચર પક્ષીઓ પણ ઉન્માદાવસ્થામાં ક્રીડા કરતાં કલ્લોલ મચાવી રહ્યાં હતાં. ઠેક-ઠેકાણે ભ્રમરો ગુંજારવ કરી રહ્યા હતા. પવનની શીતલ મંદ મંદ વાતી લ્હેર પ્રેક્ષકજનને સ્વર્ગીય સુખનું ભાન કરાવતી હતી. હજારો ચિત્રવિચિત્ર પતંગીયાં, મધમાખીઓ તથા ભ્રમરો હવામાં આમથી તેમ ઉડતાં, વિધાત્રિની અદ્ભુત રચના–ચાતુર્યનું સ્મરણ કરાવતાં, મનગમતા પુષ્પ ઉપર બેસીને તેના મધુમય પરાગનો આસ્વાદ લેતાં હતાં. બગીચાને મધ્ય ભાગે વિરાજતો સંગેમરમરનો ફુવારો પોતાની જળધારાઓ પૂર બ્હારમાં ઉંચે ઉડાવતો નૃત્ય કરી રહ્યો હતો! ગગન મંડળમાં ચંદ્રમા શોભી રહ્યો હતો. તેની શુભ્ર રૂપેરી જ્યોત્સ્ના ઉદ્યાનમાં જાણે સફેત ચાદર બીછાવી હોય નહિ ? એમ પ્રકાશી રહી હતી. ઠેકઠેકાણે દ્રાક્ષથી લચી રહેલા માંડ-વાઓ આવી રહેલા હતા. પાસે બ્રહ્મપુત્રા નદી પણ મૃદુસ્વરે ખડખડાટ કરતી, પોતાના પતિને જાણે મળવાને અધીરી બની ગઇ હોય તેમ સડસડાટ વહી જતી હતી. વળી પુષ્પવા-ટિકામાં ઠેકઠેકાણે હુશીઆર શીલ્પશાસ્ત્રીઓની કારીગીરીના ઉત્તમ નમુનાઓ ગોઠવી દેવામાં આવ્યા હતા, અને સર્વસ્થળે આરામને વાસ્તે વેત્રાસનો પણ રાખવામાં આવ્યા હતા.

આજે બ્રહ્મપુત્રા નદીનો, વૃંદાવનની કુંજગલીનો, તથા પૂર્ણિમાની રાત્રીનો ભાવ લાવવાને જોઇતી સર્વ સામગ્રી, શશિ-કળાનું આવાગમન થવાનું હોવાથી આ વિશાળ મહેલમાં

તૈયાર રાખવામાં આવી હતી, અને કોકદેવનું શયનગૃહ બહુ-મૂલ્ય ચીજોથી શણગારવામાં આવ્યું હતું. શયનગૃહમાં પલંગ ઉપર સમૂદ્રના ફીણ જેવી ઉજળી ચાદર પાથરી, તે ઉપર સુગંધીમય મલ્લિકાનાં સુંદર પુષ્પો પથરાવ્યાં હતાં. કુમતાવાળા સેજબંધથી સેજ કરતી ચંદન, કસ્તુરી, અને કેસર છાંટયા હતા. ચુવા, ચંદન, અત્તર, અગરનો ધુપ, મદિરા અને સુગંધી પદાર્થો મ્હેકી રહ્યાં હતાં. સોપારી, લવીંગ, ઇલાયચી, નાગરવેલના પાન, જાવંત્રી, જાયફળ, તમાલપત્ર વિગેરે મુખવાસના પદાર્થો તથા ચંપો, ચમેલી વિગેરે સુગંધીદાર પુષ્પો વેર્યાં હતાં. રત્નજડીત સુવર્ણના કળશ પાણીથી ભરી રાખ્યા હતા. પુલોના હાર અને કપુરથી તથા મોતી અને માણિકયથી બારણા શણગાર્યાં હતાં. જેમાંથી સુગંધીમય પવન આવે છે તેવા સુંદર પંખા રાખ્યા હતા, ને ઉત્તમ પ્રકારની રોશનીથી શયનગૃહમાં ઝગઝગતો પ્રકાશ થઇ રહ્યો હતો. સુવર્ણ જેવા શયનગૃહમાં ચોતરફ ચિતારાએ ચિત્રેલા મુખદર્પણો શોભી રહ્યા હતા. ઇરાની ગાલીચા અને જરીયાનથી ભરેલા તકીયા ગોઠવી મુકયા હતા. અને કામોત્તેજક ખાદ્યપદાર્થોના થાળ પણ ત્યાં ભરી રાખવામાં આવ્યા હતા.

બરોબર ઠરાવ કરેલા સમયે આપણી વાર્તાની નાયિકા શશિકળા બહુમૂલ્ય વસ્ત્રાભુષણુથી સજ્જ થઇ ઝુમઝુમ કરતી કોકદેવના શયનગૃહમાં આવી પહોંચી. તેના અત્યારના

સૌંદર્યનું નવીનતાથી વર્ણન કરવું સર્વથા અનાવશ્યકીય છે, તોપણ પ્રસંગને લઇ થોડું વર્ણન અસ્થાને નહી ગણાય !

વિદ્યાપતિ બિલ્હણકૃત 'વિક્રમાંકદેવચરિત' નામક મહાકાવ્યમાં એક પ્રસંગે મયૂરોનું વર્ણન કરતા રાજા વિક્રમાંકદેવ પોતાની રાણી ચંદ્રલેખાને ઉદ્દેશીને કહે છે કેઃ—

" द्विषंति राजीवमुखि ! स्वजीवितं,
ध्रुवं मयूरास्तव निर्जिताः कचैः ।
भवन्ति यद्वासवचापसम्मुखाः
शिलीमूखप्राप्ति समुत्सका इव "

સર્ગ ૧૩, પદ્ય ૩૭॥

એટલે કે, "હે કમલમુખિ! તારા કેશકલાપવડે પરાજિત થવાના કારણથી પોતાના જીવનને તુચ્છ માનીને આ મયુરો અવશ્ય આત્મ હત્યા કરવા જ ઇચ્છે છે; કારણ કે, પોતાના શરીરને શરોવડે છેદી નાખવાની ઇચ્છાથીજ જાણે તેઓ ઇન્દ્રધનુષ્યાભિમુખ થઇ રહ્યા હોયની! એમજ જણાય છે." સારાંશ કે, શશિકળાનો કેશકલાપ એવાજ પ્રકારનો હતો, એટલુંજ નહિ, પણ તેના પ્રત્યેક અંગમાં એવીજ સુંદરતા અને મનોહરતા ભરેલી હતી.

વળીઃ—

રૂચિર કલમ જેવાં આ, કશોદરિનાં નયન જુએ જેહ;
રૂચિ ફરી કલમ કુસુમને, કદી કરે નહીં વિલોકવા તેહ.

આ બાળાને જોઇ, ચિત્રકાર સહુ ચિત્ર બનાવે છે;
વિધિએ આને ઘડતાં, જોયું હશે શું શંકા આવે છે.
હોય અંધ જો બ્રહ્મા, તો આ નારી ઘડી શકે કેમ;
હોય દેખતો જો' એ, તો આ નારી તજી શકે કેમ.
અષ્ઠ ઉણાદી હર સુત્ર પામી, વ્યાકર્ણ જેણે કરિયું ન ખામી;
એ આવિને વર્ણન આદરે જો, મુગ્ધાક્ષિનું રૂપ ખરૂં લહેતો.

(શૃંગાર સરોજ)

આવા પ્રકારનું અપ્રતિમ લાવણ્ય અને વિકારોત્પાદક યૌવનનો યોગ થએલો હોય અને તેમાં નાનાં પ્રકારનાં બહુ-મૂલ્ય સુંદર વસ્ત્ર તથા સુવર્ણ, રત્ન આદિના અલંકારો ઇત્યાદિ કૃત્રિમ શૃંગારનું સંમેલન થાય, એટલે પછી એ સુંદરીના સૌંદર્યમાં વિષેશ મોહકત્વનો અભિર્વાવ થાય, એમાં આશ્ચર્ય શું હોઇ શકે વારૂ? વળી યૌવન અને સૌંદર્યમાં વિલાસ-પ્રિયતાનો સ્વાભાવિક સંસર્ગ રહેલો હોય છે, અને તેથી શશિકળા જેવી લાવણ્યમયી હતી તેવીજ વિલાસપ્રિયા પણ હતી. વળી રાત્રીનો સમય! એકાંત અવસ્થા! એ સર્વ જોઇને શશિકળાને કૌઠદેવ ઉપર પ્રેમ ઉત્પન્ન થાય, અને તે કામવશ એમાં નવાઇ શાની?

પ્રેમનું સ્વરૂપ એવુંજ છે. પ્રેમની બલીહારી છે. સંસા-રમાં સર્વ પ્રાણીઓ પ્રેમને વશ છે. જેણે પ્રેમને પીછાણ્યો તેને પરમ જ્યોતિ પ્રાપ્ત થઇ એમ શાસ્ત્રકારોનું કહેવું છે.

પૂર્વે થએલા મહાન્ કવિઓએ પ્રેમરસના અનેક ગ્રંથો રચ્યા છે પરંતુ પ્રેમના નિયમનો પંથ કોઇ કવિએ પરિપૂર્ણ દર્શાવ્યો નથી. પ્રેમનો માર્ગ જુદોજ છે. પ્રેમમાંજ સર્વ પ્રકારની પ્રતીતિ સમાયલી છે. તેમજ સર્વ રસની રીતિ પણ પ્રેમમાંજ આવી રહેલી છે.

રાજયનીતિનું હારવું—જીતવું પણ પ્રેમમાંજ છે. હાવ-ભાવ આદિ સર્વ સમૂહ પણ પ્રેમમાંજ છે. રંગ, રાગ, ઉમંગ અને અનંગ પણ પ્રેમમાંજ છે. જોગ, ભોગ અને પંચમહા-ભુતના અંગોપણ પ્રેમમાંજ છે. માટે જે પ્રેમનો પ્રકાશ છે તે જગત્કર્તાની એક કરામત છે. પ્રેમ પત્થરમાં ઈશ્વરની પ્રતીતિ કરાવે છે, અને ઇશ્વરને પત્થરમાં પ્રીતિ માની મનુષ્યો પૂજે છે. ચક્રવાક પક્ષીનો વર્ષાદના બિંદુમાં પ્રેમ રહેલો છે. ચકોરપક્ષીનો ચંદ્રમા પ્રત્યે, માનસરોવર પ્રત્યે હંસનો, મેઘઘટા તરફ મયૂરનો, ગાયનના સુર પ્રત્યે હરિણીનો, બાજીગરની મુરલી પ્રત્યે સર્પનો, જળમાં મીનનો, દીવા પ્રત્યે પતંગોનો અને કમળ પ્રત્યે ભ્રમરનો, એ પ્રમાણે સર્વનો એક બીજા પ્રત્યે એક કે બીજે પ્રકારે પ્રેમ રહેલો છે.

વળી પ્રેમ વગર આ સંસારમાં મનુષ્યોનું જીવન દુઃખમય થઈ પડે છે, કહ્યું છે કે—

અરે ! પ્રીતિ એ તો જગતપરનું જીવન ઠર્યું,
દઇ પ્રીતિ ફેંકી કયમ ફરી બને પત્થર થવું ?

હિસે ન્હાડોમાં એ પ્રણયમય કોઇ રસિકતા,
નવું જોવા થાવા જગત સઘળું યત્ન કરતું.
અરે પ્રીતિ એ તો જરૂર ઉરનો સ્વચ્છજ ધ્વનિ,
સુવાડી દેવાનું મધુરપણુ એ છેક સ્વપ્નું.
જહીં કીર્તિ લક્ષ્મી તહીંજ નકી એ છાય ફરતી,
ત્યજી પ્રીતિ રોતાં રૂધિરમય કંગાલ નયનો.

(કલાપી.)

આપણી વાર્તાનો નાયક કોકદેવ મહાન્ ચતુર હતો. તે કોકશાસ્ત્રજ્ઞ હતો, અને સ્ત્રીઓમાં કયે વખતે કેવા પ્રકારની પ્રીતિ રહેલી છે અને તે સમયે કેવી રીતે વર્તવું તે સર્વની તેને માહીતી હતી, તેથી તેણે શશિકળાને પલંગ ઉપર બેસવાની વિનંતી કરી અને પછી કહ્યું કેઃ—

સુંદરી! આજે તમારા મુખમંડળમાં મલીનતા અને આ સુકોમળ શરીરલત્તા શુષ્ક થએલી કેમ દેખાય છે?

શશિકળા—તમો સુજ્ઞ થઇને આ પ્રશ્ન પૂછો છો એથી મને અત્યંત આશ્ચર્ય થાય છે. જ્યાંસુધી સૂર્યના તેજનો અભાવ હોય, ત્યાંસુધી જેવી રીતે કમલિનીના અંગમાં મલિનતા અને શુષ્કતાનો સંચાર થાય તેવી રીતે મને પણ થાય એ સ્વાભાવિક છે, તો પછી પુછવા જેવું શું?

કોકદેવ—શશિકળા! તારી આ મનોહર આકૃતી જોઇને પ્રીતિથી પરવશ થયલું મનુષ્ય શું ન કરે? તારી આ આકૃતી

કોના મનને વશ ન કરે ? આમ કહી તેણે પારિજાતક, ગુલાબ, મધુમાલતિ વિગેરે કામોત્તેજક પદાર્થોનો છંટકાવ કર્યો જેથી આખું શયનગૃહ સુવાસથી મ્હેકી ઉઠયું. આ સુવાસ એટલી તો મધુર હતી કે તે આજુબાજુના વૃક્ષોમાં વિહાર કરતા પક્ષીઓની નિદ્રાને પણ ઉત્તેજીત કરતી હતી. ત્યારપછી તેણે અંજીર, નારંગી, આમ્રફળ, બદામ, અખરોટ, દ્રાક્ષ અનારસ વિગેરે પરિપકવ મેવા તથા મીઠાઇ શશિકળા સન્મુખ લાવી મૂકયાં. જેનો બન્ને જણાએ યથેચ્છ આહાર કર્યો, અને એ પ્રમાણે રાત્રીનો પહેલો પહાર શાન્તિથી પસાર કર્યો.

યુવાવસ્થાનો અંધકાર સ્વાભાવિક રીતેજ એવો છે કે, તેને સૂર્ય દૂર કરી શકતો નથી; રત્નની કાન્તિ વડે એ અંધકાર ઓછો થતો નથી, હજારો દીવા કર્યા હોય, તોપણ એ યુવાનીનો અંધકાર મટતો નથી; એવો એ અતિ ગાઢો અંધકાર છે. યુવાનીનો મદ એવો દારૂણ છે કે, તે શાંત થઇ શકતો નથી. ગર્વ રુપે રહેલો ઉન્હો તાવ એટલો તો તીવ્ર છે કે, તેની બળતરા ઠંડા ઉપચારોથી મટતી નથી. વિષયરૂપી વિષના સ્વાદથી ઉપજતો મોહ એટલો વિષમ હોય છે કે, તે મૂળ અથવા મંત્રથી ઉતરતો નથી. અનુરાગ રૂપી રહેલા મેલનો લેપ એવો સજ્જડ બેસી જાય છે કે, તે નિત્ય ન્હાવાધોવાથી ધોવાતો નથી. યુવાન્ પુરૂષોની દ્રષ્ટિ નિર્મળ છતાં સરાગ હોય છે. ઉપભોગ કરવાની ઇચ્છારૂપે ગાઢ મૃગતૃષ્ણિકા, ઇંદ્રિયોરૂપી હરિણોને ખેંચાણ એટલું ખેંચે છે. એના એ વિષયના સ્વરૂપને

જેમ જેમ વધારે ચાખવામાં આવે છે, તેમ તેમ તે વધારે મીઠાં લાગતાં જાય છે. શું આ લોકમાં કોઇ એવો છે, કે જેને જુવાનીના વખતમાં કંઈ વિકાર થયો ન હોય? જુવાની દીવાની છે એમ જે વિદ્વાનોએ કહ્યું છે તે અક્ષરઃશ સત્ય છે.

હવે રાત્રિનો બીજો પહોર શરૂ થયો, આ વખતે પણ કોકદેવે પ્રથમથીજ કરી રાખેલા સંકેત પ્રમાણે વિવિધ જાતના વાજીંત્રોનો ઉપયોગ શરૂ થયો. અને શ્લોક, કથા, વાર્તા આદિ પરસ્પરમાં કહેવા લાગ્યા. પછી શશિકળા જમીન ઉપર પાથરેલી મસનદ ઉપર બેઠી. સારંગીના તાર છોડયા, આલાપ લીધો અને કોમળ કંઠમાંથી કોકદેવના હૃદયને ભેદનાર શબ્દશર છોડયાં:—

## મલ્હાર.

મધુર સુરવાલે મયુર પુનઃ બોલ.
પ્રિય વિયોગિની દૂર રહનતે;
રૂદન કરં મન ખોલ.— મયુર પુનઃ બોલ.
કરી કરી રૂદન જરત જિય વ્યાકુલ;
સૂકે નેન અમોલ.— મયુર પુનઃ બોલ.
ઘર્જંત ઘન અરૂ ચમકત વિજુલી;
કોયલ કુકે અતોલ.—મયુર પુનઃ બોલ.
હરિત ત્રનિતભૂ કુસુમિત તરુવર;
છાઇ સુગંધ કપોલ.— મયુર પુનઃ બોલ.

બંધી તરુ ઝૂલા ઝૂલત સંઘબાલા;
મેં ઇત રહિ દુઃખ જોલ.– મયુર પુનઃ બોલ.
રે ઘન જા સંદેશ લે દુઃખકો;
લા ઝટ પીય ઢંઢોલ.– મયુર પુનઃ બોલ.
મધુર સુરવાલે મયુર પુનઃ બોલ.
પુનઃ બોલ, પીધું બોલ—મધુર૦.

(લાલન.)

કૈલાસ બાગના વૃક્ષોપણ આ મધુર આલાપ સાંભળવા માટે સ્તંભી ગયાં હોય તેમ ઠરી રહ્યાં હતાં— સ્થિર બન્યાં હતાં. વૃક્ષોમાં વિહરતી કોકિલાઓ પણ પોતાના ગર્વને ગાળી નાંખનાર આ આલાપ સાંભળી ચકિત–થકિત બની રહી હતી. આકાશમાં વિચરતા પક્ષીઓ પણ આ સુકંઠી ગાનથી ગાંડાતુર બની જઇ વૃક્ષોનો આશ્રય લઇ બે ઘડી વિરામી ગયાં હતાં. આ પ્રમાણે ગાનતાનમાં શશિકળા તથા કોકદેવે રાત્રિનો બીજો પહોર પણ આનંદમાં પસાર કર્યો.

આ વખતે શશિકળા વિહ્‌વળ બની હતી. તેના હૃદયમાં કામદેવે વાસ કર્યો હતો. જેમ જેમ ચંદ્રનો પ્રકાશ વધતો જતો હતો તેમ તેમ તેનો વિરહનો પ્રલાપ ઘણો વધતો જતો હતો.

રતિરાજ—કામદેવ, શશિકળાની ચાલવાની ગતિરૂપ હાથિએ ચડયો હતો, અને તે વીર સુભટ-શશિકળાની વાણી-રૂપ બાણ વિંધા ભણ્યો હતો. ભૃકુટિનું ચાપ કરીને નેત્રના

કટાક્ષરૂપી બાણુ ધારણુ કર્યાં હતા. આશકની લાજરૂપી કિલ્લાને તોડવા સારૂ તથા મદનને મારવા સારૂ કામિની સ્વરૂપે કામદેવનું સૈન્ય ચઢી આવ્યું હોય નહિ? એમ દેખાતું હતું. પાણીની લ્હેરોની પેઠે તેની આંખોના તરંગો નવીન રંગને ધારણુ કરતા હતા. એવી રીતે નવલ અનંગા, રતિરંગા શશિકળા ક્રિડાવિહારના રંગથી ભિંજાયલી હોય એમ દેખાતી હતી. અર્ધ મીચેલાં નયનો વડે કોકદેવ તરફ નિહાળી રહી હતી. કંચુકીની કસો ખેંચવા લાગી હતી, અને મુખથી શ્વાસોશ્વાસ લેતી હતી. તેના આખા શરીરમાં વિરહાગ્નિની ઝાળ સળગી ઉઠી, તેથી જાણે શરિરમાં સર્પડંસ થયો હોયની! તેવી રીતે દુ:ખી થવા લાગી. તેના ગાત્રો શિથિલ થઇ ગયાં. બોલવાનું સામર્થ્ય જતું રહ્યું. કામને વશ થવાથી સ્વતંત્રતા વિનાની અને પરવશ હોય તેમ કોકદેવ સામી દૃષ્ટિ રાખી અનિમીષ નયનોથી જોઈ રહી. કોકદેવે તેના આ સર્વ લક્ષણોને ઓળખી લીધાં, શશિકળા મદનથી પીડાય છે, કામાતુર બની છે, અને ભોગી ભ્રમરને સપડાવવા મથન કરે છે. વિરહાનળને વશ થએલી વલ્લભા કામદેવથી પીડાય છે એમ જાણ્યું છતાં પણ કોકદેવે તે અપૂર્વ લાવણ્યયુક્ત લલનાને હાસ્યરસના એક પણ શબ્દથી રીઝાયમાન કરી નહી. પરંતુ તે શશિકળાને કહેવા લાગ્યો:— "હું જાણુંછું કે, તમે કામરતિને લીધે આ દારુણ સંતાપ ઉત્પન્ન કરનાર વ્યાધિને સહન કરોછો, ખરેખર! એથી મને જેટલી પીડા થાય છે, તેટલી

તમને નહિ થતી હોય; તમને કંપતા તથા કુસુમ પીડાથી પીડાતા જોઇને મારૂં હૃદય જાણે નીકળી પડેછે. તમારી પાતળી થએલી ભુજલતા બાજુબંધ વિનાની થઇ છે. પરંતુ રાત્રિ ઘણી વ્યતીત થઇ છે. પશુ, પક્ષીઓ શાન્ત નિદ્રાને આધીન થયા છે. બ્રહ્મપુત્રા નદીએ પણ શાન્તિ ગ્રહણ કરી હોય તેમ જણાય છે, માટે તમો પણ હવે શાન્તિ લીઓ."

તેના આ વચનો સાંભળીને શશિકળા બોલવા લાગી કે:— આ હું શું સાંભળું છું? કોકદેવ! તમને કહી ન શકાય એવો આ ગુપ્ત દારૂણ સંતાપ છે. કમલિનીનું ટાઢું પલ્લવ પણ મને અગ્નિ જેવું ઉન્હું લાગે છે. અને ચંદ્રનું અજવાળું પણ તાપ જેવું લાગે છે. પલ્લવરુપી પલ્લવના પવનથી પણ મારા મનમાં કેટલો ખેદ થાય છે, તે શું તમો નથી જોઈ શકતા? આ હૃદયરૂપી ખેતરમાં, પ્રેમરૂપી બીજ વાવીને તેને લાજરૂપી ખાતરથી ઢાંકયું હતું, તેમાં જ્યારે નેત્રરૂપી મેઘની ઘટા વરસવા લાગી, ત્યારે તેના પાણીના સ્પર્શથી પ્રેમવૃક્ષ ઉગી નીકળ્યું, અને તેને અભિલાષરુપ ફુલ આવ્યાં. માટે હે વલ્લભ! કહો કે હવે ફળને કયારે પામશું? આ પ્રમાણે બોલી વળી પણ તે કોકદેવને વીનંતિ કરવા લાગી કે:—

"ચમક ચમક તારા થાય આ વ્યોમમાં આ-
"મુજ ઉરસ્વર થાતા પ્રિયના આજ જેવા;
"શશીતણું ધીમું રેલે તેજ આ વ્યોમ મધ્યે-

"તમ ઉર થકી મ્હારે જેમ આનન્દ રેલે.
"શશીપદઅંકે બેઠી આ શાંતિ કરે સ્મિત, નાથ!
"જુવો! જુવો! પ્રિય! ગોઠડી કેવી એ બે કરે એકાંત!
"એવી ગોઠ મુજશું કરોની!

"શશીઉરમાં લપટાઇ આ શાંતિ ધરે પ્રકાશ!
"જુવો! જુવો! પ્રિય ગાંઠ એ બેની કેવી પડી આ આજ!
"એવી ગાંઠ મુજશું રચોની!"
(સરસ્વતીચંદ્ર ભાગ-૨, પૃષ્ટ ૩૫.)

શશિકળા વિરહાગ્નીથી અત્યંત પીડાવા લાગી, એકાએક વિદ્યુત વેગે કોઇ ભ્રમણામાં તે ભુલી પડી ગઈ હોય એમ જોનાર મનુષ્યને ભાસ થવા લાગ્યો. અને તે એકદમ કોકદેવને ગળે વળગી પડી, પણ કોકદેવ કોકવિદ્યાનો વિલાસી હતો, જ્ઞાતા હતો. સ્ત્રીઓમાં કેટલી જાતના કામ પ્રદિપ્ત થાય છે; તથા કયા કયા સમયે કયે કયે ઠેકાણે સ્ત્રીઓમાં કામદેવને રહેવાનું સ્થાન હોય છે, વળી સ્ત્રીઓ કયારે વધારે કામાતુર થાય છે, તે સર્વ તે જાણતો હતો. તેથી તેણે શશિકળાને તેમ કરતાં અટકાવી અને તેને સ્થાને પોતાની કોકવિદ્યાને આધારે સ્હેજમાં શશિકળાને નિદ્રાવશ કરી. ચાહે તો તેને જાદુગર કહો, ચાહે તેની કોકવિદ્યા કહો, કે વશીકરણ વિદ્યા કહો, પણ અસંખ્ય પુરૂષો ઉપર વિજય મેળવનાર શશિકળા અત્યારે કયાં છે! કેવી સ્થિતીમાં છે! તેનું શશિકળાને જરાપણ ભાન રહ્યું નહીં.

## પ્રકરણ ૧૦ મું.

# કોકવિજય અને કોકશાસ્ત્રનું કથન.

शशिनि खलु कलंक कंटकाः पद्मनाल
उदधिजलमपेयं पंडिते निर्धनत्वम् ।
दयित जनावियोगो दुर्भगत्वं सुरूपे
धनवति कृपणत्वं रत्नदोषी कृतान्तः ॥

ચન્દ્રમા તેજસ્વી છે, ત્યારે તેમાં કલંક મૂકયું છે; કમળ અત્યંત મનોહર છે તો તેના નાળ ઉપર કાંટા કર્યા છે; સમુદ્રમાં અથાગ જળ ભર્યું છે ત્યારે તેને ખારૂં કર્યું છે; વિદ્વાનોને નિર્ધન રાખ્યા છે; પરસ્પર જ્યાં અત્યંત પ્રેમ હોય છે ત્યાં વિયોગ આપ્યો છે, સુંદર રૂપ હોય તેમાં કાંઈક ખોડ હોય છે; ધનવાન્ હોય તેને કંજુસ બનાવ્યા છે, આ પ્રમાણે વિધિ દરેક રત્નને દોષવાળું કરવામાંજ આનન્દ માનનાર છે.

"અહો! શું કોકદેવનું ચાતુર્ય! શશિકળાનું કેવું મનોહર રૂપ! ત્યારે કયાં તેનું પુરૂષને જીતવાનું અભિમાન! ખરેખર! વિધિની કૃતી આગળ મનુષ્યનું ડહાપણ શું કામનું? અરે! પણ કોકદેવનું શું થયું હશે? શું તેણે શશિકળા ઉપર વિજય મેળવ્યો હશે? અથવા મારૂં મન આજે આમ ચંચળ કેમ બન્યું છે! અહો! મારે હવે શું કરવું?"

એવા એવા અનેક વિચાર કરતો રાજા ભૈરવસેન નિદ્રાને માટે તરફડીયાં મારતો શય્યામાં આમતેમ આળોટતો પડયો હતો. પરંતુ નિદ્રાદેવી તેના ઉપર કોપાયમાન થઇ હોય તેમ તેનાથી દૂર જતી રહી હતી. કહ્યું છે કે-- चिन्तातुराणां न सुखं न निद्रा। ચિન્તાતુર માણસોને નિદ્રા તથા સુખ હોતું નથી. આ પ્રમાણે ચિન્તામાં અને ચિન્તામાં રાજાએ મહામુશીબતે રાત્રિ પસાર કરી.

સ્હવાર પડતાંજ રાજા હંમેશ કરતાં વ્હેલો ઉઠયો અને નિત્યકર્મથી પરવારી કોકદેવના નિવાસ સ્થાન તરફ ગયો. કોકદેવે તેને જોતાંજ હંમેશ પ્રમાણે માનપુરઃસર નમસ્કાર કર્યા અને કહ્યું કે--રાજન્! આપની કૃપાથી કાર્ય સફળ થયું છે. શશિકળા ઉપર અગાસીમાં બેઠેલી છે માટે ત્યાંજ ચાલો. પછી રાજા કોકદેવની સાથે શશિકળા જ્યાં બેઠી હતી ત્યાં ગયો. રાજાને જોતાંજ શશિકળા ગાભરી ગાભરી ડુસકાં ભરતી ઉઠી ઉભી થઇ અને કંઇક મંદ સ્પષ્ટ અસ્પષ્ટ સ્વરથી બોલવા લાગી કે-હે રાજન્! ચારે તરફ વિખરાતાં મેઘનાં વાદળાંથી દિશાઓ ઘેરાઇ જતાં ધૂંધળા લાગતા વર્ષાઋતુના દિવસો જેવી અત્યારે મારી દશા છે, માટે મને આમાંથી બચાવો. મારૂં તેજ હણાઇ ગયું છે, અને જે ખોટી આશારૂપી ઝાંઝવાનાં જળ પડીને મરી ગયા જેવું અને પારકા ભાર જેવું તથા કારણ વિનાનું કૃતઘ્ન આ દુષ્ટ શરીર વધારે વખત હું ધારણ કરી રહું એવી મારી ઇચ્છા નથી, માત્ર આશાઓના બંધનથીજ હું જેમ તેમ કરી

આત્માને નિભાવી રહી છું, માટે આપને યોગ્ય લાગે તેમ હવે આપ કરો.

રાજા ભૈરવસેન શશિકળાના આવા દીનતા ભર્યાં અને નિરાશાસૂચક વચનો સાંભળી સર્વ બીના સમજી ગયો. પછી તે શશિકળાને ધીરજ આપવાના ઉદ્દેશથી કહેવા લાગ્યો કેઃ- હે ચંચલાક્ષિ! હે ચપળ નેત્રવાળી! આવી મિથ્યા ફળ વગરની ભાવનાઓ કરી કરી નિરાશ થતું તારૂં આ અશરણ— નિરાધાર હૃદય છે તેને તું શાંત કર. મનુષ્યમાત્રને દુઃખ તો વારા ફરતી આવ્યાજ કરે છે. કોને નિત્ય- સૃષ્ટિમાં એવું કોણ છે, કે જેને એકલું સુખ અથવા દુઃખ સર્વદા ટકી રહ્યું છે? અર્થાત્ કોઇ નથી. જેમ ચક્રની ઉપરની ધારા નીચે આવે છે અને નીચેની ઉપર જાય છે, તેમ સુખ દુઃખ સર્વદા એક ઠેકાણે ટકી રહેતાં નથી, વારા ફરતી આવે છે અને જાય છે. આથી સુખમાં હર્ષ અને દુઃખમાં શોક કરવો મિથ્યા છે. સુખ દુઃખ કોઈના પણ હાથમાં નથી. અર્થાત્ તડકા છાંયડાની પેઠે તે આવે છે ને જાય છેઃ—

*The wheel of life is ever on the ground,*
*while one side's up; the other on the ground.*

*(Plutark.)*

चक्रवत्परिवर्तन्ते दुःखानि च सुखानि च ।

માટે તારે શોક કરવો મિથ્યા છે. ભવિષ્યમાં થનારા સારા

ફળની આશાએ તારે આત્માનું રક્ષણ કરવું. વળી ભાવિ ફળનો વિચાર કરી માણસે હમેશાં કાર્ય કરવું, કંઇ પણ સાહસથી કરવું નહીં:---

सगुणमपगुणं वा कुर्वता कार्यमादौ
परिणतिरवधार्या यत्नतः पंडितेन ।
अतिरभसकृतानां कर्मणामाविपत्ते
र्भवति हृदयदाही शल्यतुल्यो विपाकः ॥

આ પ્રમાણે રાજાના આશ્વાસનથી શશિકળાના ઉદ્વેગનો વેગ કંઇક શાંત પડયો અને પછી તેના સ્વસ્થ થવાથી રાજા પણ હર્ષ પામી મહેલમાં ગયો.

બીજે દિવસે મોટી સભા ભરી રાજા ભૈરવસેને કોકદેવને અભિનંદન આપ્યું, અને મોટી ધામધુમથી શશિકળા સાથે તેના લગ્ન કરાવી આપ્યા. હવે આ પ્રેમી યુગલ આનન્દમાં પોતાના દિવસો વિતાડવા લાગ્યા, એવામાં એક દિવસ રાજા ભૈરવસેને કોકદેવને પૂછયું કે— પ્રિય સચિવ! તમોએ શશિકળાનો કેવા પ્રકારથી પરાજય કર્યો, તે મને સાંભળવાની બહુજ ઇચ્છા છે, માટે મને તે સવિસ્તર કહી સંભળાવો. આ સાંભળી કોકદેવે રાજાને કહ્યું કે, હે નૃપેન્દ્ર! આ વિષય બહુજ ગુહ્ય છે, અગાધ છે, ગંભીર છે, અને તે દરેક ચતુર સ્ત્રી પુરૂષે યુકિત-પૂર્વક મનન કરવા યોગ્ય છે, માટે હું જે કોકશાસ્ત્ર વર્ણન કરૂં છું તે તમે પ્રીતિપૂર્વક, ધીરજથી અને એક ચિત્તે લક્ષપૂર્વક

સાંભળો. આપ્રમાણે કહી કોકદેવે જે કોકશાસ્ત્ર રચીને રાજાને સંભળાવ્યું તેજ શાસ્ત્ર નીચે લખવામાં આવ્યું છે.

---

## પ્રકરણ ૧૧ મું.

# નાયિકા ભેદ.

આપણા સાહિત્ય શાસ્ત્રો ( કોકશાસ્ત્ર ) માં સ્ત્રી તથા પુરૂષના કેટલાક ભેદોનું વર્ણન આપવામાં આવ્યું છે, અને તેમાં સ્ત્રીઓ ચાર પ્રકારની કહી છે. તેમને અનુક્રમેઃ— પદ્મિની, ચિત્રિણી, શંખિની અને હસ્તિનીના નામથી ઓળખાવેલી છે.

### પદ્મિની લક્ષણ.

भवति कमलनेत्रा, नासिकाक्षुद्ररंध्रा ।
अविरलकुचयुग्मा, दीर्घकेशी कृशांगी ॥
मृदुचरण सुशीला, गीतनृत्यानुरक्ता ।
सकल तनु सुवशा, पद्मिनी पद्मगंधा ॥

( રતિ મંજરી )

જે સ્ત્રી અતિશય ઉંચી તેમ અતિશય નીચી ન હોય, જેના નેત્રો કમળ સમાન પ્રફુલ્લિત હોય, જેની નાસિકાના રંધ્રો ક્ષુદ્ર હોય, જેનાં સ્તનો ઉન્નત અને પુષ્ટ હોય, જેનો

કેશકલાપ વિશાળ અને લાંબા હોય. જેની સર્વાંગ કાયા સુંદર, ગોર તથા મનોહર હોય; વળી જેના શરીરમાંથી પદ્મ સમાન સૌગંધ્યનો અભિર્વાવ થતો હોય, જેનું વદન કમળ ચંદ્ર સમાન તેજસ્વી હોય, જે મૃદુ અને મધુરભાષિણી હોય, સિંહના જેવી જેની કમર પાતળી હોય, કમળ દંડ જેવા જેના હસ્ત હોય, કદલીસ્તંભ સમાન જેની જંઘાઓ હોય, પરવાળા સમ લાલ જેના અધરોષ્ટ હોય, ધનુષ્યબાણ જેવી જેની ભ્રમરો હોય, જેનો કપોલપ્રદેશ વિશાળ હોય, જેના નખ હીરાકણી જેવા સુરેખ હોય, જેનું ઉદર કુશ હોય, જેની દંતપંક્તિઓ દાડમની કળી સમાન હોય, ચાલવાની ગતિ હંસના જેવી હોય, મૃણાલદંડ જેવી જેની અંગુલીઓ હોય, અલ્પ અહાર, અલ્પ નિદ્રા, ઉદાર સ્વભાવ, મૃદુ હાસ્ય, ઇશ્વર પ્રત્યે પ્રીતિવાળી હોય, પગમાં અને હસ્તમાં પદ્મ અને કમળનાં ચિન્હો હોય, સૌભાગ્યવતી અને પુત્રવતી હોય; વળી બત્રીસ લક્ષણુ, અષ્ટ પ્રહરમાં સોળ શૃંગાર સજે, સંગિત તથા નૃત્ય પ્રત્યે અભિલાષા રાખનારી હોય, સ્ત્રનિ ચોસઠ કળા તથા ચોર્યાસી આસનમાં પ્રવીણુ હોય, રાત્રિએ અમૃત વર્ષે, પ્રથમ પ્રહરમાં કામ વાધે, સંપૂર્ણ પ્રેમને જાણુનારી, લજ્જાળુ અને પવિત્ર એવા લક્ષણોથી જે સ્ત્રી વિભુષિત હોય તે સર્વોત્કૃષ્ટ પદ્મિની છે એમ સમજવું.

વળી:—

રતિરહસ્યમાં નીચે પ્રમાણે પદ્મિની લક્ષણો સુચવ્યાં છે:—

चकितमृगदृशाभे प्रान्तरक्ते च नेत्रे ।
स्तनयुगलमनर्घं श्रीफलश्रीविडम्बि ॥
तिलकुसुमसमानां बिभ्रति नासिकांच ।
द्विजगुरुसुरपूजाः श्रद्दधाना सदैव ॥
कुवलयदलकान्तिः कापि चांपेय गौरी ।
व्रजति मृदुसलीलं राजहंसीव तन्वी ॥
त्रिवलिवलितमध्या हंसवाणी सुवेषा ।
मृदु शुचि लघु भुंक्ते मानिनी गाढलज्जा ।
धवलकुसुमवासोवल्लभा पद्मिनी स्यात् ॥

શ્યામાવેષે નહિ નિચિ ઉંચી, કુટડા ગાત્ર વાળી,
માટે નાની, ચકિત મૃગીશાં નેત્રવાળી રૂપાળી;
હારે હારે દશન કણિઓ રત્ન જેવી જણાતી,
શોભે ઝીણી કળિ અધરની બિંબશી રાતી રાતી;
ઉંડી નાભિ ઉદર વિલસે, પાતળી કેડ જેની,
ભારે ઉંચા સ્તનથી કટિમાં, સે'જ નીચી નમેલી.
શ્રોણી ભારે, મલપતી રુડી ચાલતી ધીમી ચાલે,
નારીરુપે, પ્રથમ વિધિએ પદ્મિની નિર્મી જાણે.

( મેઘદૂત )

# ચિત્રિણી લક્ષણ.

भवति रतिरस ज्ञानातिरवर्वा न दीर्घा ।
तिलकुसुमसुनासा स्निग्धार्नाकोत्पलाक्षी ॥
घनकठिन सुचाढ्या सुन्दरी बद्धशीला ।
सकलगुण समेता चित्रिनी चित्रवक्त्रा ॥

( રતિમંજરી. )

જે સ્રીના શરીરના સર્વ અવયવો પ્રમાણપુરઃસર હોય, જે રતિરસને જાણવાવાળી હોય, જેની દૃષ્ટિ વિશાળ ચપળ અને મુગ્ધ હોય, જેના નેત્રો નીલકમળ સમાન હોય, ભ્રમરના જેવી જેની ભ્રકુટિ હોય, તીલપુષ્પ સમાન જેની નાસિકા હોય, જેના શરિરનો વર્ણ સુવર્ણ સમાન હોય, બિલ્લવફળ સમાન જેના કઠણ સ્તનો હોય, જેનો કેશ કલાપ શ્યામ અને સુંદર હોય, જેની ચાલવાની ગતિ હસ્તિ સમાન હોય, મયૂરના સમ જેનું શ્રેષ્ઠ બોલવું હોય, કાવ્ય, શીલ્પ, સંગીત અને ચિત્રકામ પ્રત્યે જે પ્રીતિવાળી હોય, વળી જે સ્રી ચતુર હોય, મીતભાષિણી હોય સ્વચ્છ વસ્ત્રો પરિધાન કરતી હોય, પ્રમાદી ન હોય, રાત્રિના દ્વિતીય પ્રહરમાં જેને કામ વાધે, અને જેનું વદન સુંદર હોય, એ સર્વ લક્ષણોયુક્ત સ્ત્રીને ચિત્રિણી જાણવી.

# શંખિણી લક્ષણ.

दीर्घगती दीर्घ नयनावर सुन्दरीया ।
कामोपभोग रसिका च गुणशीलाः ॥
पुक्तारेखत्रयेणच्च विभूषित कंठदेशा ।
संभोगकेलिरसिकाकिल शंखिनीसा ॥

( રતિ મંજરી )

જે સ્ત્રીના હસ્ત તથા પગ લાંબા હોય અને હસ્ત ઉષ્ણ હોય, મસ્તક નાનું હોય, સ્તન મોટા હોય, શરીરે ઉંચી હોય, સ્વભાવે અતિ ક્રોધિષ્ઠ હોય, પૃથ્વિ ઉપર વક્ર ગતિથી ચાલવા-વાળી હોય, ભ્રકુટિ અને અધરોષ્ટ જાડા હોય, અંગુલીઓ નાની હોય, નમેલી ગરદન હોય, પીતકેશવાળી હોય, નાસિકા અતિ સ્થુલ હોય, રતિ સંભોગમાં અતિ રસિક હોય, વળી જે સ્ત્રી લજ્જા વિનાની હોય, તથા જેને અતિશય અહાર તથા નિદ્રા હોય, ક્રૂર પ્રકૃતિની હોય, હાથીના શરીરમાંથી નીકળતા મદ જેવા શરીરની વાસવાળી હોય, કમ્મર અને મુખ અતિ વિ-સાળ હોય, વિષય લાલસામાં વિંહળ હોય, વળી જે સ્ત્રી કપટી, દુષ્ટ સ્વભાવવાળી અને જુઠું બોલનારી હોય તે સ્ત્રીને શંખિની જાણવી.

# હસ્તિની લક્ષણ.

स्थूलाधरा स्थूल नितंब भागा ।
स्थूलांगुली स्थूल कुचासुशिला ॥
कामोत्सुका गाढ रति प्रीया ।
यानितांतभोगक्री शंखिनीमनासा ॥

( રતિ મંજરી. )

જે સ્ત્રીના શરીરના અવયવો હૃષ્ટપુષ્ટ હોય, જેના અધરોષ્ટ અને હસ્ત જાડા હોય, જેના સ્તન અતિશય નરમ હોય, જે સ્ત્રી અતિ ક્ષુધાતુર હોય, તિક્ષ્ણ રુંવાટીવાળી હોય, જેના નેત્રો પીળા હોય, જેના શરીરમાંથી ગંધકના જેવી વાસ નીકળતી હોય, સ્વભાવે દુષ્ટ, વક્રભાષિણી, ઇર્ષાળુ, લુખા સ્વરવાળી, જુઠું બોલનારી, કામવાસનામાં હમેશાં અતૃપ્ત રહેનારી, પતિથી બેદીલ રહેનારી, હરિણીના સમ ચપળ જેનું મન હોય, પ્રીતિની રીતને નહી જાણવાવાળી, કુળમર્યાદામાં રહેવાને નહી ઇચ્છનારી, એકાંતમાં ભોગ વિલાસ પ્રિય હોય, એવા લક્ષણોવાળી સ્ત્રીને હસ્તિની જાતીની જાણવી. વળી:--

કામસુત્રમાં—

तुच्छोदरी नितम्बाढ्या

ભારે નિતમ્બ એ હસ્તિની સ્ત્રીનું લક્ષણ કહ્યું છે.

## સ્ત્રી જાતિ ચતુષ્ટય લક્ષણ.

पद्मिनी पद्मगंधा च मीन गंधाच चित्रिणी ।
शंखिनी क्षार गंधाच मंद गंधा च हस्तिनी ॥

જે સ્ત્રીના શરીરમાંથી પદ્મ સમાન સૌગંધ્યનો અભિર્વાવ થતો હોય તે પદ્મિની, કમળ સમાન સ્નિગ્ધ સૌગંધ્યવાળી હોય તે ચિત્રિણી, ક્ષાર સમાન ગંધવાળી સ્ત્રી શંખિની અને દુર્ગંધ વાસવાળી સ્ત્રીને હસ્તિની જાણવી.

पद्मिनी यामनिद्रा च द्विप्रहरा च चित्रिणी ।
हस्तिनी यामत्रितया घोर निद्रा च शंखिनी ॥

પદ્મિની એક પહોર નિદ્રા લઈ જાગે છે, ચિત્રિણીને બે પહોરની નિદ્રા હોય છે, હસ્તિનીને ત્રણ પહોરની અને રાત્રિના ચારે પહોર ઘોરે તે શંખિની લક્ષણ ગણાય છે.

## પુરૂષ જાતિભેદ.

જેવી રીતે સ્ત્રીઓ ચાર પ્રકારની કહી છે તેવી રીતે પુરૂષ પણ ચાર પ્રકારના કહ્યા છે. તેમને અનુક્રમેઃ-- શશ, મૃગ, વૃષ અને અશ્વના નામથી ઓળખવામાં આવે છે.

### શશ પુરૂષ લક્ષણ.

स्त्रीजितो नायकश्चैवनारां सत्यपरः सुखी ।
षडंगुल शरीरश्च स श्रीमान् शशकोमतः ॥

જે પુરૂષના શરીરના અવયવો કોમળ અને કસાયલા હોય, વદન ગોર, મનોહર, તેજસ્વી અને શૌર્યયુક્ત તથા પ્રભાવશાળી હોય, રણેશુરો હોય, નેત્રો તેજસ્વી હોય, દંતકળીઓ સફેત તથા સીધી હારમાં આવેલી હોય, વળી જે ચતુર તથા બુદ્ધિમાન હોય, મધુર વચન બોલનાર, પવિત્ર આચરણવાળો, કેશ ધુધરીઆળા હોય, ઓષ્ઠ પ્રવાલરંગી હોય. હડપચી ગોળ અને મૃદુ હોય, સ્વભાવે શાંત હોય, શરીરની સુંદર વાસવાળો, અલ્પનિદ્રા, અલ્પ અહાર હોય, સ્ત્રીને સંગીત તથા પ્રીતિથી વશ કરનાર, વળી શ્રીમાન્ હોય, એ સર્વે શશ પુરૂષના લક્ષણો કહ્યાં છે.

## મૃગ પુરૂષ લક્ષણ.

श्रेष्टस्तुधार्मिकः श्रीमान् सत्यवादी प्रियंवदः ।

अष्टांगुक शरीरश्च रूपयुक्तो मृगोंमतः ॥

જે પુરૂષ ઉત્તમ લક્ષણયુક્ત હોય, ધર્માત્મા તેમજ વળી શ્રીમાન્ અને સત્ય તથા પ્રીય વચન બોલનાર હોય, પ્રભાવશાળી મુખમુદ્રા હોય, ચિત્રો પ્રત્યે પ્રીતિવાળો હોય, પ્રતાપવાન હોય, શરીરના અવયવો પ્રમાણ પુરઃસર હોય, સ્ત્રી પ્રત્યે માન રાખતો હોય, અને જે ભોગ વિષય પ્રત્યે નિયમીત હોય તથા જે પ્રીતિની રીતને જાણતો હોય, એવા લક્ષણવાળા પુરૂષને મૃગનાયક જાણવો.

## વૃષ પુરૂષ લક્ષણ.

उपकार परोनित्यं श्रोणितः श्लेष्मकः सुखी ।

दशांगुल शरीरश्च मनस्वी वृषभोमतः ॥

જે પુરૂષના શરીરના અવયવો વિશાળ તથા જે રાક્ષસી દેખાવવાળો હોય, મધુરવચન બોલે પણ મનમાં કપટ રાખે, ચપળ નેત્રો, અવિનયી, ટુંકબુદ્ધિ, વિષયભોગમાં અતિલંપટ, પરોપકારી, કફ પ્રકૃતિનો, અને સ્વાર્થી હોય તેને વૃષ જાતિનો પુરૂષ કહ્યો છે.

## અશ્વ પુરૂષ લક્ષણ.

काष्टतुल्यवपुर्धृष्टो मिथ्यावाक्यश्च ।निर्भयः ।

द्वादशांगुल शरीरश्च दरिद्रश्चाश्वोमतः ॥

જેના શરીરના અવયવો કાષ્ટતુલ્ય કઠોર હોય, જેની આંખો મોટી હોય, દૃષ્ટિ તથા મન ચંચળ હોય, ગરદન ટુંકી હોય, અતિશય અહાર તથા નિદ્રા હોય, કપટી, ક્રોધિષ્ટ તથા લજ્જા રહિત હોય, શરીરે અતિશય રૂંવાટી હોય, અવિશ્વાસી હોય, નિર્ભય હોય, વળી જે દરિદ્રી હોય, વિગેરે લક્ષણોયુક્ત પુરૂષને અશ્વ જાતિનો જાણવો.

---

## પ્રકરણ ૧૨ મું.

# નાયિકા અવસ્થા ગુણ વર્ણન.

बाला च तरुणी प्रौढा वृद्धा भवति नायिका ।
गुणयोगेन रंतव्या नारीवश्या भवेत्सदा ॥
आषोडशाभवेद्बाला तरुणी त्रिंशकामता ।
पंचपंचाशक प्रौढा भवेद्वृद्धातत्परं ॥

| ઉમ્મર | અવસ્થા | ગુણ તથા કર્મ. |
|---|---|---|
| ૧ થી ૭ | કન્યા | રમત ગમતમાં અભિરૂચી રહે. |
| ૮ થી ૧૩ | ગૌરી | પુરૂષ તરફ સ્વાભાવિક પ્રીતિ. |
| ૧૪ થી ૧૮ | બાલા | ખાનપાનાદિક તથા વસ્ત્રાભુષણ પ્રત્યે પ્રીતિ. |
| ૧૮ થી ૩૦ | તરૂણી | રતિ ક્રીડામાં અતિ ચંચળ, હાવભાવ કટાક્ષથી પુરૂષ ને આકર્ષણ કરે. |
| ૩૧ થી ૪૫ | પ્રૌઢા | ઘરસંસાર તરફ પ્રીતિ. |

| | | |
|---|---|---|
| ૪૫ થી ઉપર ............ | વૃદ્ધા ............ | કામવાસના નષ્ટ થાય, ધર્મ કર્મ તરફ અભિરૂચી પતિની આજ્ઞામાં રહે. |

# પુરૂષ અવસ્થા ગુણ વર્ણન.

| ઉમર. | અવસ્થા. | ગુણ તથા કર્મ. |
|---|---|---|
| ૧ થી ૭ ............ | બાલક ............ | રમત ગમતમાં આનંદિત રહે. |
| ૮ થી ૧૩............ | કુમાર ............ | વિદ્યા પ્રત્યે અભિરૂચી. |
| ૧૪ થી ૨૦ ............ | કિશોર............ | શારિરીક બાબતો તરફ પ્રીતિ રાખે. |
| ૨૧ થી ૩૦ ............ | યુવક ............ | નાયિકા ( સ્ત્રી ) ની સોબત, રતિક્રિડાની અભિલાષા, મોજ શોખ. |
| ૩૧ થી ૪૫ ............ | તરૂણ ............ | પરદેશની મુસાફરીની ઇચ્છા થાય, સ્ત્રી પ્રત્યે માનવધે હુન્નર ઉદ્યોગ, દ્રવ્ય સંગ્રહ વિષે વિચાર. |

૧ થી ૪ ફાર્મ ગીરગાંમ બેક રોડ ઉપર વિઠ્ઠલ પ્રેસમાં મિ. પી. વીઠલરાયે છાપ્યું અને કાલબાદેવી રોડ ઉપર પેન્ટર દયાલજી દેવજીએ પ્રસિદ્ધ કીધું.

૪૫ થી વધારે........વૃદ્ધ............આયુષ્યનો વિચાર, ઇશ્વરભજન, સુજન સમાગમ, ધર્મવૃત્તિ તથા મનુષ્ય કર્તવ્ય પ્રત્યે ચિત્ત લગાડે.

---

## પ્રકરણ ૧૩ મું.

# અન્ય નાયિકા ભેદ.

કાવ્ય શાસ્ત્રમાં જે અષ્ટ નાયિકાના ભેદ પાડયા છે, તે નીચે પ્રમાણે છેઃ—૧ સ્વાધિત ભર્તૃકા, ૨ ખંડિતા, ૩ અભિસારિકા, ૪ કલહંતરિતા, ૫ વિપ્રલબ્ધા, ૬ પ્રોષિતભર્તૃકા, ૭ વાસકસજ્જા, ૮ વિરહોત્કંઠિતા.

સ્વાધિત ભર્તૃકા—જે સ્ત્રીના મનોહર અને સુંદર રૂપથી તથા તેના ગુણથી મોહીત થઇ તેનો પ્રીયતમ તેના ઉપર ખુશ રહેતો હોય—અર્થાત્ તેને અનુસરતો હોય તેને સ્વાધિત ભર્તૃકા નાયિકા કહેવામાં આવે છે.

ખંડિતા—જે સ્ત્રીનો પતિ બીજે આસક્ત હોવાથી પ્રભાતે ઘેર આવતાં પતિના ઉપર રોષ, ઈર્ષ્યાથી કુપિત થએલી તથા માન ખંડન પામેલી નાયિકાઃ—

निद्राकषायमुकुली कृतताम्रनेत्रो
नारीनख व्रणा विषेश विचित्रितांगः ।
यस्याकुतोपि गृहमेति पतिःप्रभाते
सा खंडितेति कथिता कविभिः पुराणैः ॥

અભિસારિકા—સંકેત પ્રમાણે ચિત્રવિચિત્ર મનોહર સુંદર શૃંગાર સજી પ્રિયને મળવા જનારી સ્ત્રીઓને અભિસારિકા કહેવામાં આવે છેઃ—

सुतीक्ष्णमुच्चैर्ध्वनतां पयोमुचां
घनान्धकारावृत शर्वरीष्वपि ।
तडित्प्रभादर्शितमार्गभूमयः
प्रयान्तिरागादभिसारिकाः स्त्रियः ॥

(ઋતુ સંહાર.)

निशासु भास्वत्कलनूपुराणां
यः सचरोऽभूदभिसारिकाणाम् ।

(રઘુવંશ.)

કલહાંતરિકા—જે સ્ત્રી પ્રીયતમના ઘેર આવ્યા પછી કલહ કરે, પતિ મનાવે તોપણ માને નહિ, અને પતિના બહાર ગયા પછી પસ્તાવો કરે અને પતિને મનાવવાની ઇચ્છા કરે, તેને કલહાંતરિકા નાયિકા કહેવામાં આવે છે.

વિપ્રલબ્ધા—પોતાના પ્રેમમાં અન્ય-સ્ત્રી-ભાગ પડાવે, તે સહન નહીં કરી શકવાથી જે સ્ત્રી સ્વભાવે ઈર્ષાળુ બની પતિથી રોષ કરે તેઃ—

ऐन्द्रंधनुः पांडुपयोधरेण शरद्दधानार्द्रनखक्षताभम् ।
प्रसादयन्ती सकलंकमिन्दुं तप्तं रवेरभ्याधिकं चकार ॥

પ્રોષિતભર્તુકા—જે સ્ત્રીનો પતિ વિદેશ ગયો હોય અને

તેથી વિયોગાવસ્થામાં જે સ્ત્રી પતિના વિરહથી કામથી પીડીત થતી હોય તેને પ્રોષિતભર્તુંકા નાયિકા કહે છે.

વાસકસજ્જા—જે સ્ત્રી શય્યા બિછાવીને વિરહને લીધે રતિક્રીડા ઉત્સુક બની પતિના આવવાની રાહ જોયા કરે તે.

વિરહોત્કંઠિતા—જે સ્ત્રીનો પતિ ઘેર ન આવ્યો જાણી વિરહને લીધે મનમાં શોચ કર્યા કરે, ને કામોત્સુક બની જાય તેને વિરહોત્કંઠિતા નાયિકા કહેવામાં આવે છે.

આ ઉપરાંત સ્ત્રીઓના બીજા પણ નાના નાના ઘણા ભેદ છે જે સર્વેનું સવિસ્તર વર્ણન નીચે આપવામાં આવ્યું છે.

મુગ્ધા—मुग्धा षोडशवर्षकी । સોળ વર્ષની નાની ઉમ્મરની સ્ત્રી હોય તે મુગ્ધા નાયિકા કહેવાય.

ધીરા નાયિકા—જે સ્ત્રી પોતાના પતિના દોષને જાણતા છતાં પણ પતિ ઉપર રોષ ન કરે અને પતિને કઠોર વચનોથી શબ્દ પ્રહાર ન કરે તે.

અધીરા નાયિકા—જે સ્ત્રી પોતાના પતિના દોષ જોઇ ક્રોધથી પતિને કઠોર વચનોથી શબ્દ પ્રહાર કરે તે.

ધીરા ધીરા નાયિકા—જે સ્ત્રી પોતાના પતિના દોષ જોઇ મર્મ વચનમાં જ પતિને સમજાવે પણ તે ખુલ્લે ખુલ્લું ન કહે તે.

અન્ય સંભોગ દુ:ખિતા—પતિને અન્ય સ્ત્રી પાસે જઇ આવેલા ચિન્હો જોઇને જે સ્ત્રી મનમાં ખેદ પામે તેને અન્ય સંભોગ દુ:ખિતા નાયિકા કહેવામાં આવે છે.

**અનુરક્તા નાયિકા—नानुरक्तामुपेक्षेत लज्जासंवृत भावनाम्** લજ્જાથી ભાવનાને પ્રકટ નહી કરી શકતી હોય તે, એવી અનુ-રક્તાની પ્રેમીએ અવગણના ન કરવી :—

રસનો અનુભવ થયા પછી એવો કોણ હોય કે જે આવા રસોપભોગને જતો કરે, અર્થાત્ કોઇ એવો અરસિક હોયજ નહીં કે મ્હોં આગળ આવેલું અમૃત ઢોળી નાંખે.

**શ્યામા**--યૌવનની મધ્ય દશામાં આવેલી સ્ત્રી શ્યામા કહેવાય છે. **श्यामायौवन मध्यस्था** । શીતકાળમાં સુખ આપે એવાં હુંફાયલાં, તથા ઉષ્ણુકાળમાં શીતળ અંગવાળી તથા તાવેલા કુન્દન જેવા ગૌર અને ઉજવળ વર્ણની સ્ત્રી શ્યામાં કહેવાય છે :—

**शीते सुखोष्णसर्वांगी ग्रीष्मेया सुखशीतला ।**
**तप्त कांचनवर्णाभा सास्त्री श्यामेति कथ्यते ॥**

**જ્ઞાત યૌવના નાયિકા**—જે સ્ત્રી પોતાને આવેલું યૌવન અને રતિક્રીડા વિષે જ્ઞાન ધરાવે તે.

**અજ્ઞાત યૌવના નાયિકા**—જે સ્ત્રી રતિક્રીડામાં ન સમજે તથા જેની બુદ્ધિ થોડી હોય તે.

**મધ્યા નાયિકા**—જે સ્ત્રીમાં કામ અને લજ્જા બન્ને સમાન હોય તે.

**પ્રૌઢા નાયિકા**—જે સ્ત્રી પોતાના પ્રીતમની ઇચ્છા માત્ર શમસ્યાથી સમજી જાય તે.

નવવધૂ મુગ્ધા નાયિકા—જે સ્રીના શરિરની કાંતિ દિવસે દિવસે વૃદ્ધિંગત થતી જાય તે.

નવયૌવના મુગ્ધા નાયિકા—જે સ્રી બાળપણાને તજીને યૌવનાવસ્થામાં પ્રવેશ કરી અને રતિક્રીડા શીખતી શીખતી રતિ પતિ કામદેવને વશ થાય અર્થાત્ કામક્રીડામાં પ્રવર્ત્ત થાય તે.

નવલ અનંગા મુગ્ધા નાયિકા—જે સ્રી બાળપણાની પેઠે રમત ગમતમાંજ આનંદિત રહે, અને રતિક્રીડા—સુરત વિહાર પ્રત્યે અનાભિલાષા ધરાવે તે.

લજ્જા પ્રાયઃ નાયિકા—જે સ્રી સુરત ક્રીડા પ્રસંગે લજ્જાથી શરમાઈ જાય અથવા છટકી જવાના પ્રયત્નો કરે તે.

અરુઢ યૌવના નાયિકા—જે સ્રીના શરીરમાં યૌવન અને કામદેવ પરિપૂર્ણ રીતે પ્રકાશ પામ્યાં હોય તે.

પ્રગલ્ભ વચના નાયિકા—જે સ્રી હાસ્ય વિલાસમાં પોતાના પ્રીતમને ઠપકો આપે તે.

પાદૂર્ભૂત મનોભવા નાયિકા—જે સ્રી રતિક્રીડામાં વિદ્યુત-વેગી તથા ચતુર હોય તે.

સુરત વિચિત્રા નાયિકા—જે સ્રી રતિક્રીડાના સર્વ પ્રયો-ગોમાં પ્રવિણુ હોય તે.

સમસ્તરસકોવિદા નાયિકા—જે સ્રી પોતાના પ્રીયતમના મનની ઇચ્છા પૂર્ણ કરે તે.

વિચિત્ર વિભ્રમા નાયિકા—જે સ્રી અનેક મોહ પમાડ-નારી કળાથી પોતાના પતિનું મન હરણુ કરે તે.

આક્રમિતા નાયિકા—જે સ્ત્રી પોતાના પતિને મન. વચન અને કર્મથી સ્વાધિન કરી લે તે.

લુબ્ધાપતિ નાયિકા—જે સ્ત્રી સર્વ લજ્જા છોડી નિઃશંક-પણે પોતાના પતિ સાથે રતિક્રીડામાં તન્મય થઇ રહે તે.

લઘુમાનવતી નાયિકા—જે સ્ત્રી પોતાના પતિને બીજી સ્ત્રી પાસે જતો જોઇને માન ધરે અને પછી સ્હેજમાં પતિ બોલાવે ત્યારે તે માન છોડી દે તે.

મધ્યામાનવતી નાયિકા—જે સ્ત્રી પતિના મુખથી અન્ય સ્ત્રીના વખાણ સાંભળી માન ધરે પરંતુ પાછી પતિના સમજાવ્યાથી માની જાય તે.

ગુરુમાનવતી નાયિકા—જે સ્ત્રી પતિને અન્ય સ્ત્રી પાસે જઇ આવ્યાના ચિન્હો જોઇને માન ધરે પણ પછી પતિના દીનતા સૂચક વાકયોથી ધીરે ધીરે માનને છોડી દે તે.

પ્રવસત્પતિકા નાયિકા—જે સ્ત્રી પોતાનો પતિ વિદેશગમન કરવાનો છે એમ જાણીને ખેદ પામે તે.

ગર્વિતા નાયિકા—જે સ્ત્રી પોતાના રૂપનો અથવા ગુણનો ગર્વ કરે તે.

રુપગર્વિતા—જે સ્ત્રી પોતાના રૂપના ગર્વથી પતિની વાતનું ખંડન કરે તે.

પ્રેમગર્વિતા—જે સ્ત્રી પોતાના પતિના પ્રેમથી ગર્વ પામી અન્ય સાથે વાદવિવાદ કરી કલહ કરે તે.

કામગર્વિતા નાયિકા—જે સ્ત્રી વડીલોની આજ્ઞા લોપીને સમય વિના કામાતુર થઇ પતિનો સંગ કરે તે.

સ્વયંદુતિકા નાયિકા—તે સ્ત્રી પોતાની મેળેજ દુતત્વપણું કરી વલ્લભને સમજાવી પોતાનું કામ સાધે તે.

સમસ્યાવધુ નાયિકા—જે સ્ત્રી પતિથી છુપી રીતે ગુપ્ત સંકેત કરી યુક્તિપ્રયુક્તિથી પતિને સમજાવે તે.

લક્ષિતા નાયિકા—જે સ્ત્રીએ પોતાના પ્રીયતમની સાથે રતિક્રીડા કરી હોય અને તે વાત સખીથી ગુપ્ત રાખે પણ તેની ચતુર સખી તેના શરીરના ચિન્હ ઉપરથી સર્વ વાત જાણી જાય તે.

રતિગુપ્તા નાયિકા—જે સ્ત્રી પોતે કરેલી રતિક્રીડાની વાતને ગુપ્ત રાખવાની કળા જાણે તે.

કુલટા નાયિકા—જે સ્ત્રી નિર્લજપણે, છૂટે પાલવે કામવિલાસને વખાણ્યા કરે તે.

મુદિતા નાયિકા—જે સ્ત્રી પતિના આવ્યા પછી હવે રતિક્રીડા થશે એમ જાણી આનંદ પામે તે.

અનુશયના નાયિકા—જે સ્ત્રી પતિને મળવાને ધારેલા સ્થળે જાય પણ ત્યાં ગયા પછી પતિનો મેળાપ ન થાય તે.

અનુઢા—જે સ્ત્રીના લગ્ન થયા ન હોય, અર્થાત્ કુંવારી હોય તે.

ઉત્તમ નાયિકા—જે સ્ત્રી પોતાના પતિએ અપમાન કર્યું હોય તો પણ રોષ નહિં રાખતાં સરલ રીતે વર્તે તે.

મધ્યમ નાયિકા—જે સ્ત્રી પતિના થોડા દોષથી માન કરે પણ પછી પરિણામે માન તજી દે તે.

અધમ નાયિકા—જે સ્ત્રી પતિનો દોષ જોઇ વારંવાર રોષ કરે અને મનમાં કપટ રાખે તે.

દિવ્યા નાયિકા—જે સ્ત્રી હંમેશાં પતિના સ્નેહને નિભાવી રાખે તે.

દિવ્યાદિવ્ય નાયિકા—જે સ્ત્રી પોતાનો પતિ સ્નેહ રાખે તોજ પતિ તરફ મન રાખે, અને પતિ સ્નેહ ન રાખે તો તે પણ પતિ તરફ પ્રીતિ રાખે નહિં તે.

અદિવ્ય નાયિકા—જે સ્ત્રી હમેશાં પતિના પ્રેમથી હીન હોય તે.

ક્રિયા-ચતુરા નાયિકા—જે સ્ત્રી કાંઇક ક્રિયા કરીને અથવા મર્મમાં કામના ચિન્હ પતિને જણાવે તે.

મોહિની નાયિકા—જે સ્ત્રી વાતમાં પોતાના પ્રીયતમને પોતાનું મન સમજાવે અને અન્યને તેની જાણ પડે નહિ તે.

જયેષ્ટા નાયિકા—એક પતિને બે સ્ત્રીયો હોય અને તેમાં જે પતિને વધારે પ્રીય હોય તે.

કનિષ્ટા—એક પતિને બે સ્ત્રીયો હોય અને તેમાં જે પતિને વ્હાલી ન હોય તે.

---

## પ્રકરણ ૧૪ મું.

# નાયિકાની શુભ લક્ષણ.

સામુદ્રિક શાસ્ત્રમાં નીચેના લક્ષણવાળી સ્ત્રી વર્જિત કહેલ છે.

अतिदीर्घा भृशं ह्रस्वा अतिस्थूला भृशंकृशा ।
अतिगौरी भृशं काली षडेता वर्जिताःस्त्रियः ॥

બહુ ઉંચી, બહુ નીચી, બહુ જાડી, બહુ પાતળી, બહુ ગોરી, તેમજ બહુ કાળી એ છ સ્ત્રીઓ વર્જીત કરવા યોગ્ય છે.

## સૌભાગ્યવતી લક્ષણ.

स्निग्धाः समानरुपा सुपंक्तयः शिखरिणः श्लिष्टाः ।
दंताभवन्ति यासां तासां पदे जगत्सर्वम् ॥
ताम्बूलरसरक्ते पिऽस्फुटभाससमोदयाः ।
दंताः शिखरिणो यस्याश्चिरं जीवति तत्पतिः ॥

જે સ્ત્રીના દાંત જાણે રત્નની હાર ગોઠવી હોય અર્થાત્ પાકા દાડમના જેવું ધોળા તથા રાતા રંગનું માણેકના જેવા દંતવાળી, આ ભાગ્યશાલિપણું સૂચવતું અને પતિનું આયુષ્ય વધારનારૂં સ્રો લક્ષણ છે.

## પુત્રવતી લક્ષણ.

ओष्ठौच निर्व्रणौ स्निग्धौ नातिस्थूलौ न रोमशौ ।
रक्तौ विम्बफलाकारौ धनपुत्रसुखप्रदौ ॥

જેનો ઝીણી કળી જેવો નાજુક અને કોમળ અધર—ઓષ્ટ, બિંબફળ જેવો શોભે છે, અર્થાત્ જે સુંવાળા રાતા અને કોમળ

હોઠવાળી છે,—સ્ત્રીઓમાં, આ ધન પુત્ર આદિ સુખ આપનારૂં લક્ષણુ છે.

## ઉત્તમ નાયિકા લક્ષણ.

स्निग्धकेशी विशालाक्षी निम्ननाभिः सुमध्यमा ।
सुमुखी सुप्रभा नारी तां कन्यां वरयेत् बुधः ॥

જેના ઉદર ઉપર ગોળ અને ઉંડી નાભિ શોભી રહી છે એવી ઉંડી નાભિ એ સ્ત્રીઓની અત્યંત કામ પ્રિયતા સૂચવે છે, તથા એ એક ઇચ્છવા યોગ્ય ઉત્તમ સ્ત્રી લક્ષણુ છે.

## નિર્લજ્જ સ્ત્રી લક્ષણ.

૧—પુરૂષની મર્યાદા ન રાખતાં તેમની વચ્ચેથી માર્ગ કરી ચાલી જાય, ૨—પતિના શત્રુ તરફ પ્રીતિ રાખે. ૩—પર પુરૂષ તરફ દૃષ્ટિપાત કરે, ૪—છાતી ખુલ્લી રાખી હાવભાવ તથા કટાક્ષ કરતી માર્ગમાં ચાલી જાય, ૫—વારંવાર અન્ય ગૃહે જઇ બેસે, ૬—પતિની ગેરહાજરીમાં વસ્ત્રાભૂષણુ તથા શૃંગાર સજે, ૭—માર્ગમાં જતા આવતા પુરૂષોનું મન આકર્ષવાના પ્રયત્નો કરે, ૮—એકાંતમાં લાંબો વખત સુધી બેસી રહે, વિગેરે લક્ષણો નિર્લજ્જ સ્ત્રીના જાણુવા.

## સ્વામિ પ્રત્યે અપ્રીતિવાળી સ્ત્રી

### લક્ષણુ વર્ણન.

૧—પતિનો મિત્ર આવે તેનો યોગ્ય આદર સત્કાર ન કરે, ૨—પતિની આજ્ઞા માને નહિ અને રતિ ક્રીડા સમયે પતિને

અનુસરે નહિ, ૩—ગૃહકાર્યમાં ચિત્ત રાખે નહિ અને પિયરના વિચારો કર્યા કરે, ૪—રતિ ક્રીડા સમયે પતિની સાથે વાતચિત ન કરતાં નિદ્રાવશ થાય અને આળસુ રહ્યા કરે, ૫—પતિ માનથી બોલાવે ત્યારે રોષ કરે અને ક્રોધિત થવાના ઢોંગ કરે, ૬—પતિ પાસે ઘર કામ કરાવવાની ઇચ્છા રાખે, ૭—પતિને ધમકાવે, સુઘડતા રાખે નહિ વિગેરે લક્ષણો દુરાચરણી સ્ત્રીના છે એમ સમજવું.

## કેવા લક્ષણવાળી સ્ત્રી સાથે પ્યાર કરવો નહિ ?

જે સ્ત્રી અભિમાની હોય, નિર્લજ્જ હોય, કામાન્ધ, મૂઢ, અને વળી પાપાચરણી હોય, બેભાન, યુવાનીના મદમાં છકેલી, અસંતોષી, કપટી, ઢોંગી, ક્રોધિષ્ટ અધીરી દુરાચરણી, વિકાર દૃષ્ટિવાળી, પ્રેમઘેલી, અતિ રસિક, અરસિક, ઘેલી, મદમાતી, ભાગ્યહીણ; વળી જેની અવસ્થા ૪૫ વર્ષ ઉપર હોય વિગેરે લક્ષણોમાંથી થોડા અથવા ઘણા પણ લક્ષણો જે સ્ત્રીમાં હોય તેની સાથે સંયોગ કરવો નહિં, વળીઃ—

જે સ્ત્રીનું કોઇ વારસ ન હોય, જે સ્ત્રી કુકર્મમાં હુમેશાં પ્રવર્ત્ત રહેતી હોય, ગર્ભવતી હોય, રજસ્વલા હોય, શત્રુની સ્ત્રી, ગુરૂપુત્રી, ધોબણ, ઘાંચણ, નીચ જાતિની સ્ત્રી, બ્રાહ્મણની સ્ત્રી, પતિવૃતા સ્ત્રી વિગેરેથી રતિક્રીડા કરવી એ ધર્મશાસ્ત્રથી વિરૂદ્ધ છે.

## નાયિકા ગુણ વર્ણન.

बालातुप्राणदाप्रोक्ता तरुणी प्राणहारिणी ।
प्रौढा करोति वृद्धत्वं वृद्धातु मरणं दिशेत् ॥

"બાલા" પ્રાણને આપવાવાળી છે, "તરુણી" પ્રાણ હરણ કરનારી છે, "પ્રૌઢા" વૃદ્ધાવસ્થા આપવાવાળી છે અને વૃદ્ધા સ્ત્રી તો મરણજ આપે છે, તે નિઃસંશય છે.

## નાયિકા વશીકરણ વિધિ.

**फलमुलादिभीर्बाला तरुणी रतियोगतः ।**
**प्रेमदानादिभीः प्रौढा वृद्धाच दृढ ताडनात् ॥**

ફળફુલ, મિષ્ટાન્ન ભોજન વસ્ત્રાલંકાર વિગેરેથી 'બાલા' વશ થાય છે, પ્યારથી ' તરુણી ' વશ કરી શકાય છે, પ્રેમદાન વિગેરેથી 'પ્રૌઢા' અને અતિશય મારથી 'વૃદ્ધા' સ્ત્રીને વશ કરી શકાય છે.

## સ્ત્રી આભુષણ.

સ્ત્રીઓના સ્વાભાવિક દેહ સૌન્દર્યને શોભાવનારાં આભૂષણો ચાર પ્રકારનાં છે.

રસાકરમાં તે નીચે પ્રમાણે કહ્યાં છેઃ—

**कचधार्यं देहधार्यं परिधेयं विलेपनम् ।**
**चतुर्धा भूषणं प्राहुः स्त्रीणामन्यच्च दैशिकम् ॥**

૧. કેશમાં ધરવાનાં પુષ્પાદિ આભરણો,

૨. શરીર ઉપર ધરવાનાં વિચિત્ર પ્રકારના હારઆદિ ભૂષણો,

૩. અંગ ઉપર પહેરવાનાં ચિર આદિ વસ્ત્રો,

૪. અને શરીરે લગાડવાનાં કેસર, કસ્તુરી, ચંદન, અળતો આદિ અંગરાગઃ—

धूपोष्मणा त्याजितमार्द्रभावं,
केशान्तमन्तः कुसुमं तदीयम् ।

(કુમાર સંભવ.)

દરેક ઋતુમાં બધીએ ઋતુઓનાં નવાં ખીલેલાં પુષ્પો અને કિસલયો—કોમળપત્રો વિગેરે કેશમાં પહેરવાનાં આભુષણો છે.

તરત ઉત્પન્ન થએલો રાતા રંગનો અળતો, જે પગની પાટલીઓ રંગવા માટે વપરાય છે, આનો અંગરાગમાં સમાવેશ થાય છે.

વળી નેત્રને વિલાસી બનાવનાર હોવાથી મદ્યને પણ સ્ત્રીઓના આભુષણરુપ ગણેલું છેઃ—

नयनान्यरुणानि घूर्णयन्वचनानि स्खलयन् पदे पदे ।
असति त्वयि वारुणीमदः प्रमदानामधुना विडंबना ॥

(કુમાર સંભવ.)

---

## પ્રકરણ ૧૫ મું.

# સ્ત્રી પુરૂષ યોગ વિચાર.

આપણા શાસ્ત્રોમાં સ્ત્રી પુરૂષના યોગના ત્રણ પ્રકાર વર્ણવ્યા છે, તેમનાં નામઃ—સમ રતિ, ઉચ્ચ રતિ, અને નીચ રતિ.

### સમ રતિ ઉદાહરણ.

शशके पद्मिनि तुष्टा चित्रिणी रमतेमृगं ।
वृषभे शंखिनी तुष्टा हस्तिनी रमते हयम् ॥

| | | | |
|---|---|---|---|
| પુરૂષ—શશ, | મૃગ, | વૃષ, | અશ્વ. |
| સ્ત્રી—પદ્મિનિ, | ચિત્રિણી, | શંખિની, | હસ્તિની. |

એ પ્રમાણે સમ રતિમાં સ્ત્રી અને પુરૂષ બન્નેને સમાન આનંદ પ્રાપ્ત થાય છે.

### ઉચ્ચ રતિ ઉદાહરણ.

| | | | |
|---|---|---|---|
| પુરૂષ—શશ, | મૃગ, | વૃષ, | અશ્વ. |
| સ્ત્રી—ચિત્રિણી, | શંખિની, | હસ્તિની, | ૦ |

ઉચ્ચ રતિમાં પુરૂષ ઉચ્ચ જાતિનો અને સ્ત્રી નીચ જાતિની હોય છે, અને તેથી સ્ત્રીને અધિક આનંદ ઉત્પન્ન થાય છે ત્યારે તે પુરૂષને સાધારણ આનંદ થાય છે.

### નીચ રતિ ઉદાહરણ.

| | | | |
|---|---|---|---|
| પુરૂષ—મૃગ, | વૃષ, | અશ્વ, | ૦ |
| સ્ત્રી—પદ્મિનિ, | ચિત્રિણી, | શંખિની, | હસ્તિની. |

નીચ રતિમાં સ્ત્રી બળવાન (ઉચ્ચ) અને પુરૂષ બળહીન (નીચ) હોય છે, અને તેથી સ્ત્રીને લેશ માત્ર પણ આનંદ થતો નથી.

## કામદેવને રહેવાનાં સ્થાનો.

સ્ત્રી તથા પુરૂષના શરીરમાં જુદી જુદી તીથીએ જુદા જુદા સ્થળે કામદેવ રહે છે.

સ્ત્રીના શરીરના અવયવોમાં કામદેવ શુકલપક્ષમાં પગની આંગળીએથી વૃદ્ધિગંત્ થતો થતો મસ્તક સુધી આવે છે અને

કૃષ્ણપક્ષમાં પાછો મસ્તકથી અધઃક્રમ કરતો કરતો પગની આંગળીઓમાં આવી રહે છે, અને તે જુદી જુદી તિથીએ વધતા ઓછા ચૈતન્યને પામે છે :—

| શુકલપક્ષ. | કૃષ્ણપક્ષ. | કામદેવને રહેવાનું સ્થળ. |
|---|---|---|
| પ્રતિપદા | અમવાસ્યા | પગની આંગળીઓ. |
| દ્વિતીયા | ચતુર્દશી | ચરણ. |
| તૃતીયા | ત્રયોદશી | ગુલ્ફ (પીંડી). |
| ચતુર્થી | દ્વાદશી | જંઘાઓ. |
| પંચમી | એકાદશી | ગુહ્યેંદ્રિ. |
| ષષ્ટી | દશામી | કમર. |
| સપ્તમી | નવમી | વક્ષઃસ્થળ. |
| અષ્ટમી | અષ્ટમી | બગલ. |
| નવમી | સપ્તમી | ગરદન. |
| દશામી | ષષ્ટી | કંઠસ્થાન. |
| એકાદશી | પંચમી | નીચલો અધરોષ્ટ. |
| દ્વાદશી | ચતુર્થી | નેત્ર. |
| ત્રયોદશી | તૃતીયા | કર્ણ. |
| ચર્તુદશી | દ્વિતીયા | કપોલપ્રદેશ. |
| પૂર્ણીમા | પ્રતિપદા | મસ્તક. |

વળી;—

શુકલપક્ષમાં પ્રતિપદાને દિવસે સ્ત્રીના વામ અંગોમાં પગની કનિષ્ટ આંગળીમાં કામદેવ વસે છે. અને કૃષ્ણપક્ષમાં અમાવાસ્યાને દિવસે સ્ત્રીના વામ અંગોમાં પગનો કનિષ્ટ અંગુલીમાં કામદેવનું સ્થાન છે.

શુકલપક્ષમાં પુરૂષના વામાંગમાં અને સ્રીના દક્ષિણ અંગમાં રસિક પુરૂષો સદા કામસ્થાનને જાણે છે; અને કૃષ્ણપક્ષમાં પુરૂષના દક્ષિણ ભાગમાં અને સ્ત્રીના વામાંગમાં કામદેવનો વાસ જાણવો.

## નાયિકા સહવાસ સમય.

સ્ત્રીઓને કયે કયે સમયે તથા કઇ કઈ તિથિએ સહવાસની અધિક અભિરુચી થાય છે તથા કયો કયો વખત રતિસંભોગને માટે ફળદાયક છે તે નીચેના પ્રમાણથી સમજાશેઃ—

| નાયિકા. | રાત્રિ. | તિથિ. | પ્રહર. |
|---|---|---|---|
| પદ્મિની. | શુકલપક્ષ. | ૧–૨–૪–૫. | પ્રથમ. |
| ચિત્રિણી. | ,, | ૮–૧૦–૧૨. | દ્વિતીય. |
| શંખિની. | કૃષ્ણ | ૩–૭–૧૧–૧૩. | તૃતીય. |
| હસ્તિની. | ,, | ૬–૯–૧૪–૧૫. | ચતુર્થ. |

સ્ત્રીઓને હાવભાવ શૃંગાર, ચુંબન આદિથી આનંદ થાય છે, તે સઘળું સમજીને કઇ જાતીની સ્ત્રી કયા પ્રકારથી સંતુષ્ટ થાય છે, વિગેરે પ્રકારનું વર્ણન નીચે આપવામાં આવ્યું છે.

## ચુંબન સ્થાન વર્ણન.

રસીક પુરૂષોએ કામોત્સુક સ્ત્રીને નેત્ર વિષે, કંઠસ્થાનને વિષે, ગાલ ઉપર, અધરોષ્ટાને વિષે, હૃદય, ગરદન અને નાભિને વિષે ચુંબન કરવું એ ઉત્તમ છે.

વળી:—

કામોત્સુક પુરૂષો સ્ત્રીને મુખમાં, હસ્તમાં, જંગાસ્થલમાં, અને સ્તનનેવિષે સદા ચુંબન કરે છે.

## ચુંબન પ્રકાર.

ચુંબનના કોકશાસ્ત્રકારોએ સાત પ્રકાર કહ્યા છે-અન્યોન્યના મુખ અન્યોન્યની પાસે લાવી ઇચ્છાવિરૂદ્ધ જે ચુંબન કરે અને તેથી તેમ કરતાં જે આનંદ થાય તે "મિતા"; અન્યોન્યના મુખ અન્યોન્ય પાસે લાવી પ્રેમથી ચુંબન કરે ને અધરોષ્ટ સ્ફુરાવે તે "સ્ફુરિત"; આનંદિત નેત્રથી નિરખી રસનાથી અધર સ્પર્શ કરે તે "અવઘૃષ્ટ"; પ્રતિકુલતા છતાં સાપેક્ષ અસ્થાન મુખ સ્પર્શ કરે તે "ભ્રાંતિ"; તાંબુલ વિષે અધર દંશ તે "પીડિત"; અન્યોન્યાધર સ્પર્શથી પ્રમોદ કરે તે 'સંપુટ'; અધર દંશ થતાં આનંદમગ્ન થઇ ચતુરા નૃત્ય કરે તેનું નામ મૌલિ."

વળી કામી પુરૂષોને અધર રસનો સ્વાદ વધારે પ્રીય છે.

कामीनामधरस्वादः सुरतादतिरिच्यते ।

---

## પ્રકરણ ૧૬ મું.

# હાવભાવ નીરુપણ.

**हावो मुखविकारः स्यात् भावश्चितसमुद्भवः ।**
**विलासो नेत्रयोर्ज्ञेयो विभ्रमो भ्रूसमुद्भवः ॥**

મુખના ઉપર જે વિકાર જણાય તે હાવ, ચિત્તના જે વિકાર તેને ભાવ, નેત્રની ચેષ્ટા તે વિલાસ અને ભ્રમરના વિકારને વિભ્રમ કહેવાય છે,

દંપતિમાં શૃંગાર ઉદય પામ્યાથી, સ્ત્રી પુરૂષનાં લક્ષણ તથા સ્વભાવ ઉપરના ભાવ વિચારપૂર્વક શોધતાં અઢાર પ્રકારના હાવભાવ જણાય છે:—

૧. નાયિકા પોતાના પ્રિયપતિના જેવા વસ્ત્રાભુષણ ધારણ કરી મનમાં પ્રેમનો પ્રકાશ થવાથી પતિની ક્રીયાનું અનુકરણ કરે તે "લીલાહાવ" કહેવાય છે;

૨. સ્વામીની મમતાથી પ્રીતિ વધવાથી સ્ત્રીના શરીરની નવીન પ્રકારની ગતી દેખાય તેને હાવના પ્રવીણ પુરૂષો "વિલાસ-હાવ" કહે છે,

૩. થોડા અલંકાર પેહરવાથી પણ જે સુંદરીનું શરીર વિષેશ મોહક જણાય તેને સાહિત્ય શાસ્ત્રના વિદ્વાનો "વિચ્છિત" હાવ કહે છે;

૪—હાસ્ય, જોવા તથા બોલવા ચાલવાથી અને સુંદર રુપથી જે સ્ત્રી મનોહર દેખાય તેને "લલિત" હાવ કહેવાય છે;

૫—શરીરે પહેરેલાં વસ્ત્રનું ભાન નહોય અને પ્રેમમાં તદાકાર હોવાથી જે વિચિત્ર વાણી વદે તેને "વિભ્રમ" નામે હાવ કહે છે;

૬—રતિક્રીડા સમયે લજ્જાને લીધે જે સ્ત્રી બોલી શકતી નથી તેને તેની પ્રભાને લીધે “વિહ્‌ત” હાવ કહે છે;

૭—નાયિકા પતિનું અપમાન કરે અને તેથી પતિ ક્ષોભ પામે તેને “બ્બ્બોક” નામે હાવ કહે છે;

૮—પતિએ કરેલા દંતઘાવ અને મર્દનની પીડાથી સ્ત્રી મનમાં આનંદિત થાય પણ ઉપરથી દુઃખ જણાવી રોષ કરે તેને “કુમિત” નામનો હાવ કહે છે.

૯—ક્રોધ, શ્રમ, ભય, હર્ષ, ગર્વ, કંપ, સ્મિત અને અભિલાષ એ સર્વે સાથે ઉદય પામે તેને “કિલ કિંચિત” હાવ ઉપજ્યો એમ કહે છે.

૧૦—નાયિકા પતિના દર્શનની ઉત્કંઠિત હોય, પણ તે ગર્વને લીધે જણાવી ન શકે તેને “મોટાયિત” હાવ કહે છે.

૧૧—યૌવનને લીધે ચિત્તમાં પ્રેમનો ઉદય થાય અને તેથી હર્ષિત થાય તેને “હાસિત હાવ” કહેવાય છે.

૧૨—સ્ત્રી અતિશય હર્ષ પામી પતિ પાસે જાય પણ પછી લજ્જિત થઇ જાય તેને “ચકિત” નામે હાવ કહે છે;

૧૩—નાયિકા પોતાના મનોહર રુપ, સૌભાગ્ય અને યૌવનથી ગર્વિત બને તે “મદ” હાવ કહેવાય છે.

૧૪—પતિના વિયોગથી સ્ત્રીનું મન આકુળવ્યાકુળ થઇ જાય અને પતિ સમાગમના ઉપાયો શોધે તેને “તપન” હાવ કહેવામાં આવે છે;

૧૫—નાયિકા ઇચ્છાનુસાર વસ્ત્રાભુષણુ સજી પતિની સાથે વિહાર કરે તેને "કેલી" હાવ કહે છે;

૧૬—મનોહર વસ્ત્રાલંકાર ધારણુ કરી પતિને નિહાળવાને જે સ્ત્રી ઉત્કંઠિત થાય તેને "કુતુહલ" નામનો હાવ કહે છે;

૧૭—અર્ધાં વસ્ત્રાભુષણુ ધારણુ કર્યા પછી ભયથી જે સ્ત્રી ચકિત થઇને આડુંઅવળું જોયા કરે તેને "વિક્ષેપ" નામનો હાવ કહે છે; અને

૧૮—પ્રિયતમને મળવા જવાને ઉતાવળી હોવાથી જે સ્ત્રીને શરીરનું ભાન નથી અને રસ્તામાં ચાલતાં ભ્રમિત થઇ જાય છે તેને "મુગ્ધિત હાવ કહે છે.

## પ્રેમચેષ્ટા.

स्निग्धं दृष्टिपथं विभूषित तनुः कर्णस्य कंडूयनं
नाभेर्दर्शनमग्रतश्च गमनं वालस्य चालिंगनम् ।
केशानां च मुहुर्मुहुर्विवरणं वार्ता च सख्यासह
कुर्युः प्रीतिवशात् स्त्रियः समदना दृष्ट्वा नरं वांछितम् ॥
स्त्री कान्तं वीक्ष्यं नाभिं प्रकटयति मुहुर्विक्षिपन्ति कटाक्षान्
दोर्मूलं दर्शयन्ती रचयति कुसुमापीडमुत्क्षिप्य पाणिं ।
रोमांचस्वेदजृंभाः श्रयति कुचतटस्रंशि वस्त्रं विधत्ते
सोत्कण्ठं वक्ति नीवीं शिथिलति दशत्योष्ठमंगं भनक्ति ॥

( કામશાસ્ત્ર. )

મંદ લલિત ગતિથી ચાલવું, ઉદર પ્રદેશ દેખાય તેમ વસ્ત્રના પાલવને રમાડવો, સુંદર વેશ વગર દૃષ્ટિએ ન પડવું, અંગભંગાદિ

ચેષ્ટા કરવી—હાથ ઉંચા કરી આળસ મરોડવી, બાળકને લઇ રમાડતાં આલિંગન કરવું, સ્તનપરથી વારંવાર ખસી જાય તેમ વસ્ત્રને ઢાંકવું, વિગેરેને સ્ત્રીઓના પ્રેમદર્શક વિલાસો માનેલા છે.

વળી શકુન્તલાની પ્રેમચેષ્ટાને માટે દુષ્યન્ત રાજાએ પણ એક ઠેકાણે કહ્યું છે કે:—

## વસંતતિલકા.

જો કે વદે કદિ ન એ મુજસંગ વાણી,
દે કાન તોય મુજને વદતો પ્રમાણી;
મારા ભણી મુખ કરી ન જુવે કદાપિ,
રાખે ન એ નજર અન્ય ભણી તદાપિ.

વળી પ્રેમીને જોતાંજ વિલાસ--વિવિધ પ્રકારની શૃંગાર—ચેષ્ટાઓ કરવી એજ સ્ત્રીઓના પ્રેમનું બોલ્યા વિનાનું પહેલ વહેલું વચન છે; અર્થાત્—**स्त्रीणामेष स्वभावो यद्विलासैरेव रागप्रकटनं न तु कंठतः।** લજ્જા એજ જેનું ભુષણ છે એવી સ્ત્રીઓનો એ સ્વભાવ જ છે કે, તે પોતાના અંતર્ગત ભાવને વિલાસોથીજ જણાવે છે. વચનથી નથી.

## કામાતુર નાયિકા લક્ષણ.

જે સ્ત્રી વારંવાર વસ્ત્રાભુષણને પહેરે અને ઉતારે તથા દર્પણમાં મુખ જોયા કરે, હાસ્યવિલાસની વાતો કરે, પ્રિયતમને જોઇ હાવભાવ કરે, વળી જે સ્ત્રી લાંબા શ્વાસ ભરે, જેની આંખો કામાવેશને લીધે સ્થિર થઇ જાય, પુરૂષના તરફ અનીમિષ

નયને જોઇ રહે, સ્તબ્ધ થઇ જાય, ચિત્રમાં ચિત્રેલી હોય એમ સ્થિર થઈ જાય, બાંધી લીધેલી હોય, મૂર્છા પામી હોય, એવી રીતે શરીરના સઘળા અવયવો તે વખતે ઉત્પન્ન થએલા જુસ્સાને લીધે શિથિલ થઇ જાય, ઇંદ્રિયો પુરુષ તરફ ખેંચાઇ જાય, મન પરવશ તથા આકુળવ્યાકુળ થઇ જાય, શરીરની શુદ્ધિ વિસરાઇ જાય, મનોવૃત્તિઓ ચંચળ થઇ જાય, રુંવાટી ઉભી થઇ જાય, ગાલ ઉપર પરસ્વેદનાં ટીપાં બાઝે, નેત્રોમાંથી પ્રકાશના કિરણો નીકળે, મદથી અર્ધ નયનો મીંચાઇ જાય, નિદ્રાથી જડ બની જાય, ભૃકુટિને નિશંકપણે નચાવ્યા કરે, કામદેવના બાણુની સળીયોથી વિંધાઇ જાય; અને—

**प्रच्छन्नौ व्रजतस्तनौ प्रकटतां श्रोणीतटं दृश्यते ।**
**नीवीच स्खलति स्थितापि सुदृढं कामेगितं योषिताम् ॥**

(રતિ રહસ્ય.)

પ્રીયતમના સ્પર્શસુખની ઇચ્છાથી કામવશ થઇ જવાથી સ્ત્રીઓની વસ્ત્રની ગાંઠ આપોઆપ ઢીલી થઇ વસ્ત્રનું સરી જવું ઇત્યાદિ સ્ત્રીઓની પુરુષને આમંત્રણ કરતી કામપરવશતા સૂચવી છે.

---

## પ્રકરણ ૧૭ મું.

# કામની દશ દશા.

સ્ત્રી પુરુષના કામ પરવશ થવાથી વિરહાવસ્થાથી માંડીને મરણ પર્યંત તેમની જે દશાદશા થાય છે તેનું વર્ણન નીચે કરવામાં આવ્યું છે:—

૧. વિરહાવસ્થા—યૌવનના પ્રારંભમાંજ પતિથી વિખુટી પડવાથી સ્ત્રી વિરહની દુ:સહતામાં નિરંતર ટળવળ્યા કરે છે અને

સ્વજનમાં પણ તેને ગમતું નથી તેને વિરહાવસ્થા નામની કામની પહેલી દશા કહેવામાં આવે છે.

૨ સંતાપાવસ્થા—પતિના વિયોગદુઃખ, અને તેના સ્નેહનું સ્મરણ થવાથી અશ્રુ ભરાઇ આવવા, અને નિશ્વાસો નાંખી શોક કરવો, તેને કામની બીજી દશા કહેવામાં આવે છે.

૩ જાગરાવસ્થા—

**प्रजागरखिलीभूतस्तस्याः स्वप्ने समागमः ।**
**बाष्पस्तु न ददात्येनां द्रष्टुं चित्रगतामपि ॥**

(શાકુન્તલ.)

નિદ્રા, એ વિયોગિઓને માનસિક સંયોગ આપી ક્ષણિક આનંદ કરાવનાર છે, પરંતુ વિરહાવસ્થાને લીધે કામીઓને નિદ્રા આવતી નથી, અને આંસુના પ્રવાહથી પણ તેમને ઉંઘ આવતી નથી, તેને કામની નિદ્રાત્યાગ નામની દશા કહેવામાં આવે છે.

૪ વિષાદાવસ્થા—પતિના વિયોગથી વિરહદશામાં નાયિકા સંતાપ પામીને અત્યંત ખેદથી શરીરે દુબળી થઇ જાય છે અને એકલી પડવાથી વારંવાર રડી રડીને સ્નેહનું સ્મરણ થવાથી ખેદ દર્શાવે છે, તેને કામની વિષાદાવસ્થા નામની ચોથી દશા કહેવાય છે.

૫ સંકલ્પાવસ્થા—વિયોગવસ્થામાં પ્રિયતમના મેળાપનો સંકલ્પ કરવો—કારણ કે અવળા વિધિને લીધે દેહ સમાગમ તો અશક્ય હોય છે, તેથી પ્રીયતમની પ્રતિમા અથવા છાયા જોવાય

તો ઘણું સારૂં એમ ઇચ્છી સંયોગ ઇચ્છવો તેને કામની પાંચમી દશા કહેવામાં આવે છે.

૬ વિષય દ્વેષ--હૃદયના દુઃખભારથી, ચંદ્રદર્શન થતાંજ નાયિકાની આંખમાં આંસુ ભરાઇ આવે છે અને પોતે જાગતી હોવા છતાં હૃદયના આવેગને શાંત કરવા માટે આંસુ ભર્યા નેત્રને ઢાંકી દે છે, આને નાયિકાની વિષય દ્વેષ નામની છઠ્ઠી કામદશા સૂચવી છે; જુવો રતિ રહસ્યમાં--

नयनप्रीतिः प्रथमं चित्तासंगस्ततोऽथ संकल्पः
निद्राछेदस्तनुता विषयनिवृतिसमानाशः ।
उन्मादो मूर्छा मृतिरित्येताः स्मरदशा दशैव स्युः ॥

૭ ઉન્મત્ત દશા—કામી માણસો પોતાની તદાકાર વૃત્તિઓથી સજીવ અને નિર્જીવ વસ્તુમાં ભેદ સમજી શકતા નથી, અર્થાત્ સજીવ અથવા નિર્જીવને સરખાંજ ગણે છે--

नैव पश्यति जात्यन्धः कामान्धो नैव पश्यति ।
न पश्यति मदोन्मत्तस्त्वर्थी दोषान्न पश्यति ॥

સ્વાભાવિક રીતે કામીઓની તે સમયની તેવી સ્થિતિ હોય છે, અને તેને કામની ઉન્મત્ત નામની દશા કહેવામાં આવે છે.

૮ ચિત્તવિભ્રમદશા—પતિની ગેરહાજરીમાં વિયોગાવસ્થાથી સ્ત્રીઓ પોતાના શરીરની શુદ્ધિ ભૂલી જાય છે અને તેથી સ્ત્રીઓ વારંવાર પોતાની ઝુલી પડતી વેણીને—લાંબા વધેલા છુટા વાળોને—હાથની આંગળીઓથી સમારી લીએ છે તેને ચિત્ત-વિભ્રમ નામની કામદશા કહેવામાં આવે છે.

૯ મુર્ચ્છાવસ્થા—વિયોગાવસ્થામાં સ્ત્રી શય્યામાંહે કે જમીન ઉપર—ઘડીમાં બેસતી, ઘડીમાં સૂતી, એમ પોતાનાં કોમળ ગાત્રોને શય્યામાં આમ તેમ નાંખી ચેન નહિ પડવાથી દુઃખથી તલસ્યા કરે છે, અને તેને વારંવાર મુર્ચ્છા આવી જાય છે—તેને નાયિકાની મુર્ચ્છાવસ્થા નામની કામની દશા સૂચવી છેઃ—

**वियोगा योगयोरिष्ट गुणानां कीर्तनात्स्मृतेः ।**
**साक्षात्कारो थवा मूर्च्छा दशाधाजाय ते तथा ॥**

(રસ રત્નાકર)

૧૦ મરણુ દશા—સ્ત્રીઓનાં કુસુમ સરખાં કોમળ, તથા જોત જોતામાં દુઃખથી ફાટી જાય તેવાં હૃદયોને, વિયોગાવસ્થામાં માત્ર આશાનો તાંતણોજ જીવતાં રાખી શકે છે, એ આશાનો ભંગ થતાં અથવા તેની સંભાવના નહીં કરવાથી સહજમાં તે ફાટી જાય છે, અને મરણુની છેલ્લી દશાને પામે છે—

**आशातंतुर्न च कथयतात्यन्तविच्छेदनायः ।**
**प्राणत्राणं कथमपि करोत्यायताक्ष्याः स एकः ॥**

( માલતી માધવ. )

* * *

## ઉપસંહાર.

વાચકવૃન્દ! અહીં આગળ કેટલાક ચોકસ સંજોગોને લઈને મારે પૃથમ ભાગ સમાપ્ત કરવો પડે છે. ઉપરના વિષયમાં સાર-ભૂત સર્વ હકીકત વર્ણવવામાં આવી છે. દરેક વિષય એવી રીતે સ્ફુટ કરવામાં આવ્યો છે, કે તેને માટે હવે વિશેશ વિવરણુ લખવાની જરૂર જણાતી નથી. અંતમાં આ પુસ્તકથી જો તને

કાંઈ પણ પોષક અન્ન મળ્યું છે એમ તું માનીશ, તો એની પાછળ લીધેલો શ્રમ હું થોડે અંશે પણ સફળ થયો માનીશ.

* * *

આ પુસ્તકનો દ્વિતીય ભાગ થોડા વખતમાં બહાર પડશે, જેમાં કોકશાસ્ત્ર યાને વિહારવાટિકાને લગતી બાકીની સર્વ હકીકતોનું સંપૂર્ણ વિસ્તારપૂર્વક વર્ણન કરવામાં આવ્યું છે, અને હું આશા રાખું છું કે, દ્વિતીય ભાગ, પ્રથમ ભાગ કરતાં વધારે રસિક, જનસમાજને રુચિકર અને ઉપયોગી થઇ પડશે. इति शुभम्.

क्षीरिण्यः सन्तु गावो, भवतु वसुमती सर्वसम्पन्नसस्या,
पर्जन्यः कालवर्षी, सकलजनमनोनन्दिनो वान्तु वाताः ।
मोदन्तां जन्मभाजः सततमभिमता ब्राह्मणाः सन्तु सन्तः,
श्रीमन्तः पान्तु पृथ्वीं प्रशमितरिपवो धर्मनिष्ठाश्च भूपाः ॥



## દુનિયામાં સૌથી શ્રેષ્ઠ ખુશબોનો ખજાનો



## ઓટો

## પરસ્તાન (રજીસ્ટર્ડ) વાપરો.

જે આજદીન સુધીમાં નીકળેલાં સઘળાં સેન્ટો, અત્તરો તેમજ ઓટો કરતાં અતિશય ટકાઉ, મીઠી સુવાસ તેમજ તેની આનંદદાયક લહેરથી દરેક માણસનું મન ખુશ કરવા માટે ફતેહમંદ નીવડયું છે. એકવાર વાપરી ખાત્રી કરો.

**પ્રાઈસ લીસ્ટ તથા ફ્રી સેમ્પલ માટે ૦)≈ સ્ટાંમ્પ બીડો.**

**અમારૂં—જગ પ્રસિદ્ધ**

**પરસ્તાન—હેઅર ઓઈલ (રજીસ્ટર્ડ).**

જેમાં હલકાં તેલોનું મીશ્રણ નહીં હોવાથી વાળને નરમ, ઝળકતા, કાળા કરવાના ઉત્તમ ગુણ ધરાવે છે, તેની સુવાસ અજબ મનમોહક છે વાપરી ખાત્રી કરો.

કીં. બા. ૧ નો રૂ. ૧ પોસ્ટેજ જુદું. સેમ્પલ માટે ૦)– સ્ટામ્પ બીડો.

એકલા બનાવનાર. નાં. ૧ પાયધોની મુંબઈ.

**ધી પરસ્તાન પરફ્યુમરી કું.**

# નવાં પુસ્તકો.

**હુન્નર માલીકા**:—ભાગ ૧ લો–હેર ઓઇલ, લવંડર, એટોબકુલ, કોકોનટ પોમેડ, લાઈમજ્યુસ, બામ, દરાજ મલમ, એગ્યુમીક્ષચર, ટુથપાવડર, રોઝસીરપ, ઈનક, બુટપોલીશ, વીગેરે અનુભવીક હુન્નરની "ગેરેન્ટી" વાળી બુક કીં. ૭ આના.

**હુન્નર માલીકા**:—ભાગ ૨ જો–પરફ્યુમ ફુલસાઇન, રોઝ ઓઇલ, ગ્લીસરાઇન લાઇમજ્યુસ, મારકીંગ ઇન્ક, પ્યોર મેનથોલ, પેનબામ કોલનવોટર, લેમન સીરપ, બાલામૃત, સ્પીરીટ કેમ્ફર, વીગેરે "અનુભવી હુન્નરની ગેરેન્ટી" વાળી બુક કીં. ૭ આના.

**હુન્નર કળાદર્પણ**:—ભાગ ૧–૨–૩–૪ સુગંધી તેલો, અતરો, કોસમેટીક, પેનકીલર, હેરડાઇ, ડીલવોટર, ગુલાબજળ, વારનીશ, બારસોપ, સુગંધી અરકો અને એસેંસો, કલરો, ટોનીક પીલ્સ, મેડીકેટેડ સ્નફ, વિગેરે ૨૧૧ હુન્નરની બુકો. કીં૦ રૂ૦ ૧

**હુન્નર સાગર**:—(સચિત્ર) મીણબતી, સાબુ, રંગ વારનીસ, ગીલીટ, વીગેરે ૧૩૦૦ હુન્નરની બુક કીં. રૂ૦ ૨ાા

**મોટો હુન્નર પ્રકાશ**:—દીવાસળી, કાચ, સુગંધી એસેન્સો, અરકો, વીલાયતી પરફ્યુમો, અને મેડીસીન વિગેરે ૨૦૦૦ હુન્નર કીં. રૂ૦ ૧ા

**સ્વતંત્ર સંગ્રહ**:—છેલ્લામાં છેલ્લી શોધનના અનુભવિક ૩૦૦ હુન્નરોનો સંગ્રહ કીં. ૧૪ આના.

**હુન્નર સંગ્રહ**:—કેસર, બરાસ, અગરબતી, બનાવટી સોનું લીથીયોગ્રાફ, વીગેરે ૮૪૦ હુન્નર કીં. રૂ૦ ૧)

સાબુ બનાવવાનો હુન્નર કીં. રૂ૦ ૦ા, વાળ કાળા કરવાનો હુન્નર કીં. રૂ. ૦ા≈ સોની હુન્નર પ્રકાશ કીં. રૂા. ૦ા; હુન્નરકળા જ્ઞાન કીં. રૂા. ૦ા

હુન્નર કુંચી (છપાય છે) કીં. ૭ આના. હુન્નર માલીકા ત્રીજો ભાગ કીં. રૂા. ૦ા≈ વધુ ખુલાસા માટે.

લખોઃ—**હુન્નરોદય બુક ડીપો.**

કે. નાં. ૧૬ બનીયન રોડ—મુંબઈ નાં૦ ૯.

# તમોને ખુબસુરત થવા ગમે છે?

## ઓરત તથા મરદની શોભા શાથી વધે છે?

## બાલ, દાંત તથા ભરેલા ગાલથી!

તમારા બાલ ઘણા ટુંકા ખરબચડા ખરી જતા ખોરાથી ભરપુર સફેદ આંખમાંથી પાણી પડવાં, દુખાવો, મગજનું દુખવું વગેરેપર અમારા હેર ઓઇલો કે જે ખાસ (વાઇટ ઓઇલ યાને ગ્યાસલેટથી વેગલા) વનસ્પતિના ઉંચા તત્વોમાંથી બનાવ્યાં છે, સુગંધમાં ભરપુર તથા ગુણમાં ભરપુર એવા પુરવાર થઈ ચુકયાં છે તે વાપરો ને બધી ફરીયાદોથી દુર રહો. અમોએ એજંટ રાખ્યા નથી તથા બહાર અમારો માલ વેચતા નથી. કારણ કે વેપારીઓ બીજા હલકાં તેલો આપી ઘરાકોને ઉંધું સમજાવે છે. કાર્ડ નીચલે ઠેકાણે લખવાથી ઘેર બેઠાં પહોંચતાં થશે.

**હેર ઓઇલિનાં નામો.**

| | કીમત. |
|---|---|
| ઓટો રોઝ, ઓટો ડેઝી, માલતી. | ૨–૮ |
| કૌમુદી. પારીજાતક, મુની. કેવડા. | ૧–૮ |
| વાઇટ રોઝ, જેશમીન, લીલાક. | ૨–૦ |
| આવાં, મહારાણી, કલીંગર. | ૧–૪ |




દાંતમાં શડો, રસી, પરૂં વગેરે દાંતની બીમારીઓ માટે

**એન્ટી શેપટીક ટુથ પાઉડર.**

આના આઠ

ધાતુ ક્ષીણતા નબળાઈ વગેરેપર

**ટોનીક પીલ્સ**

બાટલી રૂ. ૨–૮–૦

ખીલ ચાઠાં કાળા ડાઘ વગેરેપર

**કોલ્ડ ક્રીમ**

કીમત રૂ. ૧–૮–૦.

કબજીયત, લીવરનો બગાડો, છાતીનો દુખાવો વગેરેપર પરગેટીવ પીલ્સ સુખ રૂપ જુલાબ કીમત આના ૧૨. તથા દરેક દરદની દવા અમારે ત્યાં બને છે એક વખતની મુલાકાત લ્યો ફેરો ફોકટ નહિ જાય.

**પ્રો૦ નીશચલ એન્ડ કું.**

**માલેક—ડી. દેવજી.**

નં૦ ૯૭, ફ્રીયર રોડ, પહેલે માળે, કોટ, પોષ્ટ બોક્ષ ૧૫૮, મુંબઈ.



# ડૉ. જી. બી. ની ઔષધિક ખુશબોદાર તપકીર

ઉત્તમ કીમતી ઔષધિઓ સાથે ઉમદા સુવાસિત વસાણાથી જ્ઞાન તંતુઓને પોષણ આપનારી બનાવી છે.

**તપેલા મગજ અને કંટાળેલા જીવને ઠંડક કરી શાંતિ આપે છે.**

## ફકત એકજ ચપટી

પીનસ, આધાસીસી, હિસ્ટિરીયા, નજલો, સળેખમ, શરદી, માથાના ઠણકા, ચસકા વિગેરે મગજ અને માથાના દર્દોને આરામ કરે છે.

કીંમત શીશીના ચાર આના. પોસ્ટેજ એકથી ત્રણ શીશીના ત્રણ આના જુદા.

એકલા બનાવનાર—ગુરૂ બસવાની કું૦ લિમિટેડ. પો. બો. નં. ૫૧૦, મદ્રાસ. બહાર ગામ એજંટો જોઈએ છિએ, કમિશન સારૂં મળશે.

બધા ખુલાસા અને—

પત્ર વ્યવહાર માટે લખોઃ—

વર્ધમાન એન્ડ સન્સ.

નં. ૧ પાયધુની, ટ્રામ જંકશન

મુંબઈ નં. ૩

## પણ્ડિત માણીકય શર્મા કૃત

### મુંબાઇ ખાતે વખણાતી તાત્કાલિક ફાયદો આપનારી ધાતુપુષ્ટિની ચમત્કારીક દવા

# વીર્ય સ્તંભન ગોળી.

---

કોઇ પણ વૈદ્યો-ડૉકટરો કે હકીમો છાતી ઠોકીને એમ કહી શકશે, કે તેમની શક્તિને માટે બનાવેલી પેટંટ દવાઓ કરતાં આ ગોળીઓ વધારે ફાયદો આપનારી અકસીર દવા નથી ? હજારો પુરૂષો હરીફાઇ કરી ચુકયા છે, છતાં હજી બાકી રહેલા બહાદુરોમાંથી જો કોઇને પોતાની સાચી ઔષધીનું અભિમાન હોય, અને તે તેમણે અતીશય શ્રમો વેઠીને, મહાત્માઓની મેહેરબાનીથી, પુરાતની પુસ્તકોમાંથી, આબુ, શેત્રુંજયાદિ પ્હાડોમાંથી, ગીરનારની ગુફાઓમાંથી જોગીઓની જડીબુટીઓમાંથી કે માતા, મહાદેવ, પીર, પેગંબર આદી દેવદેવીઓની સાધનાઓથી ઉત્પન્ન કરેલી હોય તો જલદી બહાર આવો, સ્પષ્ટિકરણ કરી બતાવી શરતમાં સામેલ થાઓ. શરમાઓ છો શા માટે ? અમે ચોકસ ખાતરી

આપીએ છીએ કે અમારી આ ગોળીઓ, ખાસ પુરાતની ફોકશાસ્ત્રને આધારે શુદ્ધ વનસ્પતિમાંથી બનાવેલી છે. જેથી તેનું સેવન કરવાથી તે ત્રણ કલાકની અંદર પોતાના કીંમતી ગુણો પ્રકાશીત કરી અદ્ભૂત ચમત્કાર બતાવે છે. હંમેશના સ્ખલિત થતા વીર્યને બમણા ટાઇમમાં લેઈ જાય છે. બરડાની કરોડમાં અને કમ્મરમાં થતું કળતર તુરત બંધ પાડી ચુંથાતી પગની પિંડીઓને મજબુત બનાવે છે. મગજ પ્રફુલ્લિત બનાવી યાદશક્તિને ખીલવી, નવી શોધકબુદ્ધિ જાગૃત કરે છે. ખાધેલા ખોરાકને પચાવી તેનાં ઉપયોગી તત્વો વડે ગાલની ઉડી ગયેલી સુરખીને પાછી આણી આપે છે. અને હાથરસની કુટેવથી, સ્વપ્નધાત જવાથી, મુત્રકચ્છથી; ટાંકી પરમા આદિ રોગોથી કે મંદવાડ આદિ કોઇ પણ કારણથી ધાતુક્ષીણ થઇ ગુપ્તેન્દ્રિયને શીથીલ કરી દેનારી મહાનિર્બળતા વ્યાપી ગઇ હોય તો તેવી તમામ નામર્દાઇઓનો એકદમ નાશ કરી, શોખીલા સજ્જનોને શોખ સાથે ટકાઉ અખુટ શકિત પુરી પાડે છે. જુવાનીમાં આવેલા બુઢ્ઢાપણાને દુર કરવા માટે, અને તવાઈ પાતળા પડી ગયેલા વીર્યને પ્રજાઉત્પત્તિ લાયક ઘટ્ટ બનાવવા વાસ્તે આ દવા એક સાચો કીમીયો છે, તે એટલે સુધી કે એના લાંબા સેવનથી પુરૂષોનું વીર્ય એટલું તો મજબુત બને છે કે તેને સ્વેચ્છાનુસારે સ્ખલિત કરવા સારૂં મીઠું લિંબુ ચુસવાની અગત્ય રહે છે. ઠગાવાની ધાસ્તી દુર રાખી વાપરી ખાત્રી કરો. કીંમત સેમ્પલની શીશી રૂ. ૧) આખી બાટલી રૂા. ૫.

મ. ઠે. ધી ફાઇન પેન્ટીંગ વર્કસ, ઠાકોરદ્વારેવી રોડ—મુંબઈ.